# મનુષ્ય ધર્મ

લેખક

નારાયણ પુરુષોત્તમ સાંગાણી

હરિઃ ૐ તત્સત્.

નારાયણ ગ્રંથમાળા પુષ્પ ૧૨ મું.

# મનુષ્ય ધર્મ.

લેખક અને પ્રકાશક,

નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

ચાઈના બીલ્ડીંગ; ભીંડી બજાર—મુંબઈ.



આવૃત્તિ પહેલી. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૮૧. સને ૧૯૨૫

મૂલ્ય રૂ. ૦-૮-૦

# નિવેદન.

ગુજરાતી ભાષામાં પુસ્તકો કાંઇ ઓછા પ્રકટ થતા નથી, અસંખ્ય થાય છે; પરંતુ જેવા સાહિત્યની લોકોને અપેક્ષા છે તેવું ઘણું જુજ બહાર પડે છે. આજકાલ આપણા ઘણાખરા કહેવાતા સાક્ષરો-વિદ્વાનો વિદેશીઓના તરંગે ચડી બહુધા તેઓનીજ કૃતિના એંઠા જૂઠા અનુવાદો અને નવલકથાઓજ પ્રસિદ્ધ કરે છે. આપણા પ્રાચીન અગાધ ધર્મ સાહિત્યનું અવલોકન કરવાનું કે સ્વતંત્ર બુદ્ધિએ ગ્રંથ રચવાનું તદ્દન નહિવત્ થઇ ગયું છે; તેથી પરિણામ એ આવ્યું છે કે વિદ્વાન્ અને સર્વ સાધારણ વર્ગ ઉભય સત્ય તત્ત્વ-ધર્મ કર્મથી બિલકુલ વિમુખ બની દિન પ્રતિદિન અધોગતિના ઉંડા ખાડામાં વિશેષ હડસેલાતો જાય છે. અર્થાત્ લોકો પ્રાય માનવ જીવનનો કોઇ વિશિષ્ટ હેતુ સમજ્યા વિના મરજી મુજબ સ્વચ્છંદે વર્તી સંસારમાં અનર્થ ફેલાવવા ઉપરાંત પોતાના અમૂલ્ય દેહને એળે ગુમાવી નરકના અધિકારી બને છે.

આવી અસહ્ય સ્થિતિમાથી પ્રાતઃસ્મરણીય ઋષિમુનિઓની પ્રજા ઉગરે અને 'ભૂલ્યા ત્યારથી ફરીથી' ગણી એ ન્યાયે પોતાનુ કર્તવ્ય સમજી, જીવન સુધારી, સન્માર્ગે વર્તે એવા પ્રયાસ ધર્મનિષ્ઠ વિદ્વાનોએ તત્કાળ આરંભવાની અનિવાર્ય અગત્યતા છે. આ પુસ્તક પણ એજ પ્રકારે આબાળ, વૃદ્ધ, જ્ઞાની અજ્ઞાની સર્વને એક સરખુ ઉપયોગી થઇ પડે એ હેતુ લક્ષમાં રાખી હિમાલયના એકાંત અને પવિત્ર શાંત પ્રદેશમાં પુખ્ત વિચારપૂર્વક રચ્યુ છે, આશા છે કે હિંદુ પ્રજા ઉચિત લાભ ઉઠાવશે.

મિલમ-હિમાલય
તા. ૧-૭-૨૫.

નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

# અર્પણ.

## શ્રીમાન્ શેઠ અમૃતલાલ અમરચંદ વૈદ,

મુંબઈ.

સદ્ભાગ્ય અને પ્રભુના અનુગ્રહ વિના સંપતિ પ્રાપ્ત થતી નથી, કદાચિત્ બન્નેના યોગથી થાય છે તો તેને જીરવવી અને જીરવીને સદુપયોગ કરવો બહુ મુશ્કેલ થઇ પડે છે; અતિ સંતોષની વાત છે કે આપે પિતાના પવિત્ર પગલે ચાલી અત્યંત સાદુ ધર્મનિષ્ઠ અને પરોપકારી જીવન ગાળી, પિતાની સંપત્તિમાં વધારો કરી, પુણ્યના અનેક લોકોપયોગી કાર્યો કરીને સાર્થક કર્યું છે: જે આપને માટે અભિનંદનીય હોઇ શ્રીમંતોએ અનુકરણ કરવા યોગ્ય છે. આપે સ્વજ્ઞાતિ ( શ્રી દશા સોરઠીઆ વણિક જ્ઞાતિ ) માટે પચાસ પચાસ હજાર રૂપિયા જેવડી મહાન્ સખાવતોથી ત્રણ ત્રણ બોર્ડીંગો ખોલી; વિધવા અને નિરાધારોને પોષણના સાધનો કરી આપી, દુષ્કાળ અને રોગચાળા પ્રસંગે લોકોને અન્નવસ્ત્ર દવા દ્રવ્યની સહાય પહોંચાડી, તીર્થ સ્થળમાં ધર્મશાળા બંધાવી અને પાંજરાપોળ તથા સંસ્કૃત પાઠશાળાને પોષો છો એટલુંજ નહિ પરંતુ બીજા પણ અનેક નાના મોટા પરોપકારી કાર્યોને-સંસ્થાઓને ગુપ્ત કે જાહેર સહાય આપી નિભાવો છો એ આદર્શ પરમાર્થ લોકો કદી ભૂલે તેમ નથી. એવા આપના ઉજવળ, જનહિતકારી કાર્યોમાં વિશેષ ઉમેરો થતો રહે એમ ઇચ્છી આપ સાથેના મારા સ્નેહ સંબંધના સ્મરણમાં આ પુસ્તક આપને સપ્રેમ સમર્પણ કરૂં છું

સ્નેહાધીન,

નારણજી પુરૂષોત્તમ સાંગાણી.

# અનુક્રમણિકા.

श्रीहरिः

# મનુષ્ય ધર્મ.

**नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।**
**देवीं सरस्वतीं व्यासं ततो जयमुदीरयेत् ॥**

આજકાલ વિશ્વમાં મનુષ્યોનો મોટો ભાગ કર્તવ્યાકર્તવ્યના વમળમાં અટવાઈ, પોતાની અમૂલ્ય જીંદગી વૃથા ગુમાવી, દુઃખ ભોગવતો જોવામાં આવે છે. પ્રાચીન સમયમાં તો લોકોને સ્વાભાવિક રીતે સત્ય-ધર્મ-ફરજ-કર્તવ્ય જાણવાની જીજ્ઞાસા રહેતી અને સદ્‌ગુરૂ શોધી શાસ્ત્રોના અધ્યયનદ્વારા પોતાનો ધર્મ સમજી આચરી શકતા તેમ આત્મજ્ઞાની ઋષિમુનિઓ તથા સંન્યાસીઓ લોકોને દર્શન સમાગમનો લાભ આપી ઉપદેશદ્વારા કૃતાર્થ કરતા હતા; પરંતુ અત્યારે ઉભયનો અભાવ છે, તેથી પ્રભુ કૃપાનું અવલંબન કરી શાસ્ત્ર અને અનુભવથી અમે પિતા પુત્રના સંવાદ રૂપે બાળક યુવાન કે વૃદ્ધ, ગુરૂ કે શિષ્ય, નેતા કે અનુયાયી, રાજા કે પ્રજા, ત્યાગી કે ગૃહસ્થાશ્રમી, વિદ્વાન્ કે અભણ સૌ કોઇ સરળ રીતે પોતાનું કર્તવ્ય સમજી બજાવી શકે એવા હેતુથી યથામતિ "મનુષ્ય ધર્મ" દર્શાવીએ છીએ.

## મનુષ્ય જન્મની શ્રેષ્ટતા.

પુત્ર-પૂજ્ય પિતાશ્રી ! આજે આપને અવકાશે એકાંતમાં બેઠેલા જોઇ ઘણા દિવસથી જે પરમ ઉપયોગી બાબત જાણુ-

વાની મને તીવ્ર જીજ્ઞાસા છે તે પૂછવાની રજા લઉં છું. આપના શુભ સંસ્કારથી હું આઠ નવ વર્ષનો હતો ત્યારથી મને જાણવાની આતુરતા ઉત્પન્ન થઇ છે કે શું મનુષ્યો પશુઓની માફક ભય ખાવા પીવા ભોગ ભોગવવા ને નિદ્રા લેવાજ જન્મ્યા છે કે તેને અમુક વિશિષ્ટ ધર્મ બજાવવાનો છે? શું મનુષ્યોએ ગમે તેમ વર્તી, ગામ ગપાટા મારી, સમય ન વીતતો હોય તો ગંજીપો ચોપાટ ખેલી વીતાડવાનો છે કે તેણે અમુક કર્તવ્ય કર્મ કરી સમયનો સદુપયોગ કરવાનો છે? સુખ દુઃખ, લાભ હાની વગેરે પ્રારબ્ધને લીધે મનુષ્યને મળે છે કે કર્તવ્ય-ધર્મ નહિ સમજવાથી પ્રાપ્ત થાય છે? એ ઉપરાંત નિત્ય કર્મ કેમ કરવું જોઇએ, ગુરૂ, માતાપિતા, ભાઇ, પુત્ર, મિત્ર, પત્ની, કુટુંબ, જ્ઞાતિ ને દેશ પ્રત્યે મનુષ્યની ફરજ શી છે? વગેરે જાણવાની મને પ્રબળ ઇચ્છા છે. એવા પ્રકારની મારી તીવ્ર જીજ્ઞાસાને હું ન રોકી શકયો તેથી તે વિષે જયારે હું ગુજરાતી નિશાળમાં ભણતો હતો ત્યારે મારા શિક્ષક-મહેતાજીને મેં પૂછેલું પરંતુ તેણે મને સીધો ઉત્તર આપી ન સમજાવતા ધમકાવીને કહ્યું કે ચૂપ બેસ, નાને પંડે નાનો ને વળી મોટી વાત કરવા શીખ્યો છે તે! ખબરદાર, આજ પછી એવી નકામી ગડબડ કરી ગોખવાના પાઠ નહિ ગોખી લાવે તો માર પડશે. મહેતાજી સાહેબના એવા ઉત્તરથી જો કે મને ઘણું દુઃખ થયું પરંતુ નિરાશ ન થયો ને એનો એ પ્રશ્ન અંગ્રેજીનો અભ્યાસ કરતા હાઇસ્કૂલ તથા કોલેજમાં મેં મારા ટીચર-અધ્યાપક (પ્રોફેસર) ને પૂછયો પરંતુ તેણે તો ઉલટી મને બે ચાર ચોપડી દીધી. પ્રોફેસર સાહેબે મને સંબોધીને કહ્યું "Foolish, Keep silence; dem your Manushya Dharma Karm, Let go

such a wretched thing, mind well your study"
આવા ઉત્તરથી મને પારાવાર ખેદ થયો. એક દિવસ જમ્યો નહિ ને અઠવાડિયું સુધી કોઇની સાથે વાતચિત કરવાનું પણ ગમ્યું નહિ. આ દુઃખ મારાથી ન સહેવાયું. મેં ઘર છોડી ભાગી જવાનો મન સાથે નિશ્ચય કર્યો ને મેં મારા એક સજ્જન મિત્રને હૃદયનો ભાવ દર્શાવી કહ્યું કે ભાઇ! રામ રામ, તારો મારો સમાગમ તો પ્રભુ કરશે ત્યારે હવે પાછો થશે; કારણ કે આવતી કાલે હું સત્ય જ્ઞાનની શોધ માટે કોઇ ન જાણે તેમ પ્રયાણ કરી જવાનો છું, તુંજ મારો હૃદયનો મિત્ર હોવાથી માત્ર આ વાત તનેજ જણાવું છું તો મે. કરી ગુપ્ત રાખજે. આ વાત સાંભળી મારા મિત્રને અજાયબી થઈ, તે સ્નેહીનો વિયોગ વિચારીને તેમજ હું ગમે ત્યાં ભટકીશ તેથી દુઃખી થઇશ એ વગેરે ઘટનાથી તેની આંખમાંથી આંસુ આવી ગયા અને મને હૃદય સાથે ચાંપી કહ્યું કે ભાઇ! તું આટલું ભણ્યો–B.A. થયો, તોય નાદાન રહ્યો. શું એમ નાશી ગયે કયાંય કોઇને જ્ઞાન મળી ગયું સાંભળ્યું છે કે? અરે! એથી તો તેવું કરનાર પસ્તાઈ પાછાં આવી વધારે દુઃખી થયાનું મેં જોયું છે. ગાંડા! તને જરાકેય અક્કલ નથી તેથી તું આવું સાહસ કરવા તૈયાર થયો છે. તારા પિતાજી તો એટલા વિદ્વાન્ અને સમર્થ જ્ઞાની છે કે આપણા કાઠિયાવાડ–ગુજરાતના લોકો દૂર દૂરથી તેના પ્રત્યે પૂજ્યભાવ ધરાવી પ્રશ્ન પૂછવા–શંકા સમાધાન કરવા કિંવા જ્ઞાન લેવા આવે છે ત્યારે તું ઘેર બેઠા ગંગાનો લાભ છોડી મૃગ તૃષ્ણા અથવા મોહથી બીજે દોડે છે. બીજા ત્રીજા વિચારો જવા દઇ આવતી કાલેજ તું વિનયથી તારા પિતાશ્રીને જે કાંઈ પૂછવું હોય તે પૂછજે એટલે તારા મનનું અવશ્ય સમાધાન થશે. આજે

તો માણસોને ઘરનાં દેવ તે પથ્થર સમજવાનું યોગ્ય લાગે છે. મારા મિત્રની સલાહથી મારી આંખ ખોલી, મારો મોહ દૂર થયો ને હું સત્ય સમજી ગયો. મને આત્મભાન કરાવવા બદલ મેં તેનો હૃદયથી આભાર માની તેને સજળ નેત્રે પ્રણામ કર્યા. ત્યાર બાદ પરમ ઉત્સાહથી હું આપની સન્મુખ આવી બેઠો છું. મારા કોઇ પૂર્વ જન્મના મહા પુણ્ય છે કે આપ જેવા ધર્માત્મા જ્ઞાની પિતાને ત્યાં મારો જન્મ થયો છે. હવે કૃપા કરી મને નિત્ય થોડો વખત લઇ "મનુષ્ય ધર્મ" સમજાવો. આજે માત્ર મને એટલું જાણવાની જીજ્ઞાસા છે કે મનુષ્ય જન્મની શ્રેષ્ટતા શામાટે?

પુત્રના વિનયી અને મનુષ્યને યથાર્થ મનુષ્ય બનાવી શ્રેષ્ટ પદે પહોંચાડે એવા પ્રશ્નથી પિતાનું હૃદય પુલકિત થયું. તેણે તેને ખોળામાં લઈ, હૃદય સાથે ચાંપી, માથું સુંઘી, આશિષ આપી કે પુત્ર તું દીર્ઘાયુ રહે, શ્રી હરિ સદૈવ તારૂં કલ્યાણ કરો. મનુષ્ય જન્મને સાર્થક કરનારા તારા પ્રશ્નથી હું બહુ પ્રસન્ન થયો છું. અતિ વ્યવસાયને લઇ અદ્યાપિ પર્યંત હું તારી મનોભિલાષા જાણી શકયો નહિ પણ હવેથી હું તને નિત્ય પ્રાતઃકાલે સંધ્યા પૂજાથી પરવાર્યા પછી તું પૂછીશ તે વિશે ખુલાસો કરી બોધ દઇશ. તારે તારા મહેતાજી કે ટીચર પ્રોફેસર સાહેબના જવાબને યાદ કરી જરા પણ દુઃખ પામવાનું નથી. તે બાપડા જે વસ્તુ ન શીખ્યા હોય-ન જાણતા હોય તે તને કયાંથી સમજાવે? સ્વયં માબાપો કે આચાર્યો પોતાના બાળકો કે શિષ્યોને ઉપયોગી જ્ઞાન ન આપી શકે તો પછી એ ઉદર નિર્વાહ અર્થે નોકરી કરતા મહેતાજી કે પ્રોફેસરનો શો દોષ કાઢવો?

પિતા—પુત્ર! મનુષ્ય જન્મની શ્રેષ્ટતા જ્ઞાની પુરૂષો એટલા

માટે કહી ગયા છે ને કહે છે કે સિંહ, વાઘ, હાથી, ઘોડા, કૂતરા, બીલાડા, કીડી, માખી, મચ્છર, માછલા, કાગડા, સમળા ઇત્યાદિ પ્રાણીને વિવેક બુદ્ધિની ખામીએ અનેક કષ્ટ સહેવા પડે છે ને દુઃખી પરાધીન થઈ કોઈ પણ સત્કર્મ કર્યા વગર મરણને શરણ થવું પડે છે. અરે ! માત્ર જાનવરોનેજ નહિ પણ સ્વર્ગના દેવ લોકને પણ ક્ષીણે પુણ્યે મૃત્યુ લોકે પતંતિ અર્થાત્ ભોગ ભોગવવા સિવાય કોઇ વિશેષ અધિકાર નથી તેથી તેને પણ ખરી શાંતિ કે સુખ કયાંથી હોય ? પરંતુ મનુષ્ય જો મનુષ્ય ધર્મ યથાર્થ રીતે સમજી પાળે તો તેને પરમ સુખ અને શાન્તિ આજ દેહમાં અનુભવવાનો યોગ આવે છે. મનુષ્ય જન્મ પણ વારંવાર મળવો મુશ્કેલ છે. ચોર્યાશી લાખ યોનિમાં ભટકયા પછી પરમાત્માની કૃપા હોય તોજ સત્કર્મના યોગે પ્રાપ્ત થાય છે, તેમાં પણ આર્યાવર્ત એટલે હિંદુસ્થાનમાં હિંદુ જાતિમાં દ્વિજ વર્ણમાં જન્મ થવો એ તો બિલકુલ દુર્લભ છે; માટે મનુષ્ય જન્મ સર્વથી શ્રેષ્ટ ગણાય છે.

## પ્રતિજ્ઞા વિસ્મરણ.

પુત્ર—પિતાજી ! આપે મનુષ્ય જન્મની શ્રેષ્ટતા કહી તે મેં સ્વસ્થ ચિત્તે શ્રવણ કરી અને તે બરાબર મારા લક્ષમાં ઉતરી છે. પરંતુ મને એક સંદેહ થાય છે કે તેવો ઉત્તમ દેહ પ્રાપ્ત કર્યા છતાં મનુષ્યો કેમ તેનું સાર્થક કરવાને બદલે એળે ગુમાવે છે ! તેનો આપ ખુલાસો કરો.

પિતા—પ્રિય પુત્ર ! મનુષ્યો જયારે ગર્ભ-બાળક રૂપે

માતાના ઉદરમાં હોય છે ત્યારે તે મળમૂત્ર, વિષ્ટામાં નવ માસ પર્યંત ઉંધે મસ્તકે લટકવાથી બહુ કષ્ટ પામે છે. માતાની ભૂખ તરસ ટાઢ તડકો કે વિકારી ખોરાકને ઉદરમાંના તે મનુષ્યરૂપી બાળકને પણ સહેવા પડે છે. શ્વાસ લેવા મૂકવાની ક્રિયા બરાબર થતી નથી તેથી તે બહુ મૂંઝાય છે ને અસહ્ય વેદનામાંથી છૂટવાને માટે બધાય ઉપાય કરી થાકયા પછી છેવટે ત્રાહિમામ્ કરતો ગર્ભાન્તર્યંતા નારાયણને શરણે જાય છે. ગદ્‌ગદિત હૃદયે પ્રાર્થના કરી પ્રભુને પ્રસન્ન કરે છે. શ્રીહરિની વિધ વિધ પ્રકારે સ્તુતિ કરી પ્રતિજ્ઞા કરે છે કે હે પ્રભુ! હું મૂર્ખતાથી અજ્ઞાનતાને વશ થઇ દુનિયાના દુઃખદાયી નાશવંત પદાર્થોમાં મોહ પામી તને ભૂલ્યો તેથી મારી આવી ભયંકર અધોગતિ થઇ છે; પરંતુ તું પરમ કૃપાળુ છો, ભક્ત વત્સલ છો તેથી દયા કરી મને આમાંથી મુક્ત કર તો હું પ્રતિજ્ઞા કરૂં છું કે હવે પછી તારી ભક્તિ સિવાય બીજું કશું કાર્ય નહિ કરૂં. શુદ્ધ હૃદયની પ્રતિજ્ઞા તથા પ્રાર્થનાથી ભગવાન્ પ્રસન્ન થઇ જીવને દુઃખમુક્ત કરે છે–માતાના ઉદરમાંથી જન્મ આપે છે; પરંતુ તે કૃતઘ્ની બાળક જન્મ પામતાજ રોતા રોતા ઉંવા ઉંવાનો અવાજ કરે છે અર્થાત્ હવે તું ત્યાં અને હું અહીંઆ. અરે! જીવ બાળક રૂપે તો કદાપિ પ્રતિજ્ઞા વિસ્મરણ કરે પરંતુ તે સમજણો જુવાન્ પ્રૌઢ કે વૃદ્ધ થયા છતાં પ્રતિજ્ઞાનુસાર સત્કર્મ–પ્રભુ ભક્તિ કરતો નથી એ કેટલા આશ્ચર્યની વાત છે? પ્રતિજ્ઞા વિસ્મરણ કરવાથી જીવાત્મા સદાને માટે દુઃખ વહોરી ભુંડે હાલે મરે છે.



## કલિ પ્રભાવ.

પુત્ર—પૂજ્ય પિતાજી ! જીવે પ્રતિજ્ઞા કર્યા પછી શ્રીજગદીશની કૃપાથી તેનો માતાના ઉદરમાંથી છૂટકો-જન્મ થયો ને મોટી વયે પહોંચતા છતાં પ્રતિજ્ઞા ભૂલી જવી એ હું ઠીક રીતે સમજ્યો; પરંતુ તેમ વિસ્મરણ થવાનું કારણ શું હશે ? તે કૃપા કરી સમજાવો.

પિતા—પુત્ર ! સાંસારિક નશ્વર વસ્તુમાં પ્રીતિ કરી મનુષ્ય અનેકવિધ પાપ કરે છે ને નિત્ય તથા સત્ય સુખના ધામ શ્રીહરિના ચરણારવિંદના સેવનમાં ઉપેક્ષા કરે છે એના મુખ્ય ત્રણ કારણો છેઃ-પ્રથમ કલિ પ્રભાવ, બીજું શ્રીહરિની માયા ને ત્રીજું મનુષ્યના પોતાના પાપાચરણ કિંવા અજ્ઞાનતા છે. કલિ પ્રભાવ અને પ્રભુની માયા નિવારવા એ અતિ દુર્ઘટ છે, તે માત્ર પાપાચરણ-અજ્ઞાનતા દૂર કરી પ્રભુની અનન્ય ભક્તિ કરવાથીજ તેની કૃપા થકી નિવારી શકાય છે. જે મનુષ્ય પ્રભુ સ્મરણ કરવા સાથે શાસ્ત્ર વિહિત માર્ગે સત્કર્મ કરે છે તે કદિ દુઃખી થતો નથી ને ત્યાં કલિ કે માયા પ્રવેશ પણ કરી શકતા નથી. અત્યારે માણસો અનેક રીતે રીબાય છે, પરાધીનતા, દરિદ્રતા, રોગ, નિર્બળતા, ચિંતા, કલેશ, ભય, જુલ્માદિ ભોગવે છે તેનું માત્ર એકજ કારણ છે કે તેઓએ માતાના ઉદરમાં કરેલી પ્રતિજ્ઞા ભૂલી, શાસ્ત્ર વિરૂદ્ધ મનસ્વી આચરણ કરે છે તેથી માયા અને કલિ પોતાનો પ્રભાવ વિસ્તારી દુઃખ દેછે. હજુ પણ લોકો ચેતે ને પ્રતિજ્ઞા પ્રમાણે વર્તે તો ઠીક છે નહિતર કલિયુગ પોતાની વિશેષ સત્તા વધારી સંસારને પ્રત્યક્ષ નરક સમાન દુઃખદાયક બનાવી જીંદગી અકારી કરી મૂકશે.

## પ્રભુ-આરાધના.

પુત્ર—પિતાજી ! કલિ પ્રભાવની અસરથી મનુષ્યો સ્વધર્મ કર્મના ભાન વિનાના દુઃખી બન્યા છે તે માત્ર શ્રીહરિને શરણે જવાથી દુઃખ મુક્ત એટલે સુખી થઈ શકે છે એ મેં જાણ્યું પરંતુ આપ વારંવાર જે પ્રભુ પ્રભુ, હરિ હરિના નામ આપી તેની ભક્તિ-આરાધના કરવાનું કહો છો તે શ્રીહરિ એ કોણ એવો મહાસમર્થ સત્તાધીશ દેવ માનવ દાનવ છે ? કૃપા કરી મને તે વિશે સમજાવો.

પિતા—પુત્ર તારો આ અવિચારી અને ઉદ્ધત પ્રશ્ન સાંભળી મને ખેદ અને આશ્ચર્ય થાય છે. ખેદ અને આશ્ચર્ય એટલા માટે કે તું આવડો મોટો ૨૦ વર્ષની ઉમ્મરનો થયો ને આટલું ભણ્યો છતાં જગન્નિયંતા શ્રીહરિ એ કોણ તે સમજતો નથી ? જો કે તારા જેવડાને તથા તારી માફક ભણેલા અરે ! તારાથી મોટા અને વધારે ભણેલા ગણાતા લાખો મનુષ્યો પણ આજકાલ જગદીશ્વરના અસ્તિત્વ અને સર્વજ્ઞપણા વિશે અગાધ અજ્ઞાનતા અને નાસ્તિકતા ધરાવે છે તેથી તારાપર મને ગુસ્સો આવતો નથી પણ દયા ઉપજે છે અને એ સાથે મને મારા પ્રત્યે તથા બીજા જેઓ ધર્માચાર્ય શાસ્ત્રી પંડિતની ઉપાધિ ધારણ કરી મોજશોખ ઉડાવે છે તેના પ્રત્યે ધિક્કાર છૂટે છે. જો અમે કહેવાતા જ્ઞાની વિદ્વાનોએ લોકોને ધર્મનો ઉપદેશ આપી ઇશ્વરનું સ્વરૂપ સમજાવ્યું હોત તો આવી અને આટલી નાસ્તિકતા ભારત વર્ષમાં કદિ ન ફેલાતે. તારા પ્રશ્નથી મારી ખામી હું સમજ્યો છું ને આજથી પ્રતિજ્ઞા કરૂં છું કે હું હવેથી દીર્ઘસૂત્રી આળસુ

પ્રમાદી ભીરૂ સ્વાર્થી ન રહેતા લોકોને સતત નિઃસ્વાર્થભાવે સદ્ધર્મનો ઉપદેશ આપીશ. પ્રસ્તુત પ્રશ્નપર આવતાં જણાવીશ કે સ્વર્ગ મૃત્યુ પાતાલ આદિ ચૌદલોક શ્રીહરિની ઇચ્છાથીજ થયા છે, તેની કૃપાવડે નીભે છે ને તેના કોપથી સંહાર પામે છે. સકળ વિશ્વમાં જે કાંઇ પ્રાણી પદાર્થ દેખાય છે તે ચોક શ્રી હરિની માયા-ખેલ છે. જગતમાં કોઈ એવું મનુષ્ય દેવ દાનવ નથી કે જે સર્વ શક્તિમાન્ નારાયણની ઇચ્છા સિવાય કિંચિત્ હલી ચલી શકે. એજ નારાયણ બ્રહ્મારૂપે જગત્ ઉત્પન્ન કરે છે, વિષ્ણુરૂપે પાલન કરે છે, શિવરૂપે સંહાર કરે છે ને ઇંદ્ર અગ્નિ વરૂણ વાયુ યમ ચંદ્ર સૂર્ય શક્તિ ગણેશાદિ લોકપાલ રૂપે શાસન કરે છે કિંવા લોકોની ઇષ્ટ કામના પરિપૂર્ણ કરે છે. એ ભગવાન્ ભક્તાધીન છે, સગુણ અને નિર્ગુણ છે, સાકાર અને નિરાકાર છે. જે મનુષ્ય જેવા ભાવે ઉપાસના-ભક્તિ કરે છે તેને તેવા સ્વરૂપે દર્શન આપી તેની મનવાંછિત કામના પૂર્ણ કરે છે એટલુંજ નહિ પરંતુ જયારે જ્યારે ધર્મ વિપ્લવ થાય છે, અધર્મ વધે છે, ને પાપીઓ સત્પુરૂષોને સતાવે છે ત્યારે ત્યારે અવતાર ધરી ધર્મનિષ્ઠોનું રક્ષણ કરી દુષ્ટોને દંડ આપે છે [illegible], પરશુરામ, શ્રીરામ અને પરબ્રહ્મ પૂર્ણ [illegible] ભગવાન્ એ એજ જગદીશ્વરના કળારૂપે તથા પૂર્ણરૂપે અવતાર થયેલા છે. સત્ય ત્રેતા અને દ્વાપર યુગમાં લોકોની બુદ્ધિ નિર્મળ રહેતી અને કઠિનતા સહી શકતા તેથી તે જગદાધાર પ્રભુને પામવાને માટે તપ, યોગ, યજ્ઞ, તત્ત્વજ્ઞાનાદિ અતિ કષ્ટ સાધ્ય સાધનો મનુષ્યો કરી શકતા પરંતુ અત્યારે યુગને પ્રભાવે તેવી જ્ઞાન શક્તિને સ્થાને બિલકુલ અલ્પજ્ઞતા આવી જવાથી લોકો જરા પણ તિતિક્ષા ધારણ કરી શકતા નથી, તેથી પરમ કૃપાળુ

વ્યાસ ભગવાને આજ્ઞા કરી છે કે કલિયુગમાં મનુષ્યોએ વધારે સાધન ન બને તો ફક્ત જપ એટલે હરિસ્મરણ-ભક્તિ કરવી અને દેશકાળ ને પાત્રનો વિચાર કરી સુપાત્રે યથાશક્તિ દાન કરવું. ભગવાનની ભક્તિથી ચિત્ત નિર્મળ થાય છે, પાપનો નાશ થાય છે, સદ્ બુદ્ધિનો ઉદય થાય છે ને ઇષ્ટ કામના પરિપૂર્ણ થવા સાથે કીર્તિ વિદ્યા સંપત્તિ ઐશ્વર્ય આદિનો લાભ થાય છે એટલુંજ નહિ પરંતુ જન્મ મરણના ફેરા ટળી મોક્ષ ધામ-ચિરસ્થાયી આનંદની પ્રાપ્તિ થાય છે માટે મનુષ્યોએ સદા સર્વદા પ્રભુ સ્મરણ કરતા રહેવું. યદિ સર્વકાળ ન બની શકે તો સવાર સાંજ તો અવશ્ય એક કલાક એકાન્ત સ્થાનમાં બેસી એકાગ્ર ચિત્તે શ્રીહરિની આરાધના કરી તેની આજ્ઞાઓને હુદયમાં ધારણ કરવી જોઇએ.

થોડી ક્ષણ પર્યંત વિચાર કર્યા પછી પુત્ર કાંઇ કહેવા ઇચ્છતો હતો પણ પિતાએ તેને કહ્યું ભાઇ! આજ પ્રથમ દિવસે એટલેથી બસ કર. તને ઉપદેશલી બાબત વિશે અવકાશે મનન કરી તેનું સારી પેઠે નિદિધ્યાસન કરજે. આજે સમય ઘણો વીતી ગયો છે માટે તારા કર્મમાં લાગી જા. આવતી કાલે આ વખતે પાછો નિત્ય કર્મથી પરવારી આવી પહોંચજે.

## વર્ણાશ્રમ ધર્મ.

બીજે દિવસ થયો એટલે પુત્ર શૌચ સ્નાનાદિથી પરવારી પિતા પાસે સવારમાં સાત વાગે ગયો ને દંડવત્ કરી બે હાથ જોડી ઉભો. પિતાએ આશિષ આપી સામે બેસવા આજ્ઞા કરી અને પૂછ્યું કેમ પુત્ર! ઉપદેશ તો તને રૂચે છે ને? કંટાળો તો

નથી આવતો? ગઇ કાલે કહેલી વાતપર તેં ખુબ વિચાર કર્યો હશે, બોલ આજે શું તને વિશેષ જાણવાની જીજ્ઞાસા છે!

પુત્ર—પિતાજી? આપનો અમૃતમય ઉપદેશ મને રગેરગ ઉતરી ગયો છે. કંટાળો તો શું પરંતુ નિરંતર આપની પાસે બેસી સાંભળયાજ કરૂં તોય તૃપ્તિ થાય તેમ નથી. ગઇ કાલના ઉપદેશની તો મને સચોટ અસર થયેલી છે. હવે માત્ર આપ આજ્ઞા આપો એટલીજ વાર છે. મને સત્ય સમજાયું છે. પ્રભુની અનન્ય ચિત્તે ભક્તિ કરી મારો જન્મ સાર્થક કરવાનું આપે કહ્યું છે તેથી અત્યારથી હું સંસારના તમામ કાર્ય ત્યજી એકાંતમાં તુળસીની માળા લઇ બેસીશ. તિલક કંઠી ધારણ કરી હાથમાં સતાર લઇ પ્રભુના ગુણગાનનું કથન કરીશ ને શ્રીમદ્ ભાગવત રામાયણાદિ લીલા ગ્રંથોનું ચિંતન કરી પ્રભુમય થઈ જઇશ, માત્ર આપની આજ્ઞાની ખોટી છે.

પુત્રના નિર્મળ હૃદયમાં પોતાના ઉપદેશની ઉંડી અસર થયેલી જોઇ પિતાને આનંદ થયો પણ કાચી બુદ્ધિને લઇ પુત્ર કહેવાનું તાત્પર્ય બરાબર ન સમજયો તેથી જરા ગ્લાની પામી પિતાએ આગળ કહેવાનો આરંભ કર્યો:—

પિતા—પુત્ર! ગઇ કાલના ઉપદેશની અસર તો તને ઠીક થઈ, પરંતુ અપરિપક્વ બુદ્ધિને લઇ તું મારો કહેવાનો ભાવાર્થ યથાર્થપણે સમજયો નથી તારી માફક કઇક પોપટીઆ જ્ઞાનથી ક્ષણિક વૈરાગ્ય પામી સમગ્ર ધર્મ કર્મનો ત્યાગ કરી દે છે અરે! કેટલાક તો ભાગી જઇ તીર્થ સ્થાનમાં બેસે છે ને આખરે બહુ દુઃખી થઈ અનર્થને રસ્તે ઉતરી પડે છે. પ્રભુના પવિત્ર ચિન્હ તરીકે તુલસીની માળા તિલકાદિ ધારણ કરી સતાર કે

ઝાંઝ પખાલ આદિ વાજીંત્રથી કીર્તન કરી ભાગવદાદિ વાંચી તારે પ્રભુના ગુણાનુવાદ તો અવશ્ય કરવાજ પણ આખો દિવસ તેજ કર્યા કરવું ને સંસારના વ્યાવહારિક કાર્યો ન કરવા એમ મેં કહ્યું નથી. વ્યાવહારિક કાર્યો તો પ્રાણી માત્રે અવશ્ય કરવાજ જોઇએ. સાંભળ, તે શી રીતે કરવા ! એ વિષે કહું છું.

સૃષ્ટિની સુવ્યવસ્થા સારૂ અને મનુષ્યના શ્રેય માટે પ્રભુએ અતિ ખુબીથી-ચાર વર્ણ અને ચાર આશ્રમ બનાવ્યા છે. ચાર વર્ણ તે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર. ચાર આશ્રમ તે બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ ને સંન્યસ્તાશ્રમ. બ્રાહ્મણે વેદ સ્મૃતિ પુરાણ ઇતિહાસાદિ ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરી લોકોને ઉપદેશ કરવાનો ને યજ્ઞયાગ કરી કરાવી દાન લેવા અને દેવાનું છે. ક્ષત્રિયે ધર્મ-શાસ્ત્રોનો અભ્યાસ કરી યુદ્ધ વિદ્યા મેળવી, રાજતંત્ર ચલાવી લોકોનું સંરક્ષણ કરવાનું છે. વૈશ્યોએ ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરી વેપાર ખેતીવાડી તથા ગૌ પાલન કરવાનું છે અને શૂદ્રોએ એટલે કડીઆ, સુતાર, લુવાર, હજામ, મોચી આદિએ ઉપર જણાવેલ ત્રણ વર્ણની સેવા ઉપરાંત પોતપોતાની જાતિનો ધંધો જેમાં મુખ્યત્વે શિલ્પ કામ છે તે કરવાનું છે. સ્ત્રીઓને તથા શૂદ્રોને જનોઈ ધારણ કરવાનો કે વેદો ભણવાનો અધિકાર નથી, અને કદાચ અવળી મતિથી કોઇ ભણે તો તે ચંડાળ થાય છે. તેઓ પોતાનું વ્યાવહારિક કાર્ય કર્યા પછી શ્રીહરિના ભજન કીર્તન અને રામાયણ તથા ભાગવતાદિ પુરાણોનું શ્રવણ કરી શકે છે. ચાર વર્ણના ધર્મ કહ્યા પણ તે આશ્રમ ધર્મ વિના લુલા છે, માટે બ્રાહ્મણ ક્ષત્રિય તથા વૈશ્યો જેઓ દ્વિજ કહેવાય છે તેઓએ આઠ, દશ અને બાર વર્ષની વયે એમ અનુક્રમે

વિધિસર યજ્ઞોપવીત ધારણ કરી, બ્રહ્મચર્ય પાળી ધર્મશાસ્ત્રોના અભ્યાસ સાથે પોતાનો વર્ણોચિત અભ્યાસ કરવો ને પછી ૨૧ કે ૨૪ વર્ષની વયે ગૃહાસ્થાશ્રમમાં જોડાવું. પોતાની જાતિની શુભ ગુણ રૂપવાળી કન્યા સાથે લગ્ન કરવું. ૪૫ કે ૫૦ વર્ષની ઉમ્મર સુધી ગૃહાસ્થાશ્રમ શાસ્ત્ર વિહિત માર્ગે ચલાવી બે ત્રણ સંતાન થાય એટલે તેને ગુણ વિદ્યા વ્યવહારથી અલંકૃત કરી ગૃહસ્થાશ્રમનો બોજો સોંપી વાનપ્રસ્થાશ્રમ ધારણ કરવો. વાનપ્રસ્થાશ્રમમાં પ્રવેશ કરી સંસારના વિષય માત્ર પ્રત્યે વૈરાગ્ય બુદ્ધિ રાખી ઇન્દ્રિયોને જીતવા યત્ન કરી, પરોપકાર બુદ્ધિથી વર્તવા સાથે હરિભક્તિ કરવી ને ૬૦ વર્ષની વય થાય ત્યારે સમગ્ર સંસાર વ્યવહાર ત્યજી માત્ર પ્રભુભક્તિ—આત્મસાક્ષાત્કારાર્થે જંગલમાં વાસ કિંવા તીર્થાટન કરવું એ સંન્યસ્તાશ્રમ છે. અંગ્રેજ સરકારની કૃપાથી અત્યારે જંગલો ઘણાખરા સાફસુફ થઇ ગયા છે તેથી ફલફુલ મળવા પણ મુશ્કેલ છે તેમ કલિ પ્રભાવે મનુષ્યો નિર્બળ મનના તથા ઓછી શ્રદ્ધા અને સાધનવાળા થઇ ગયા છે તેથી સંન્યસ્તાશ્રમ સ્વીકારવાની જ્ઞાની પુરુષોએ મનાઇ કરી છે એટલે કે જંગલમાં જવાને કે ગામેગામ ભટકવાને બદલે ઘરે રહી પ્રભુ આરાધના કરવાનું કહ્યું છે.

પ્રિય પુત્ર! ઉપર પ્રમાણે મનુષ્યે પોતાની જાતિ અનુસાર વર્ણાશ્રમ ધર્મ આચરવાનો છે. નિષ્કામ બુદ્ધિથી વર્ણાશ્રમનાં કર્મ કરવા સાથે શ્રીહરિનું સ્મરણ કરવાથી મનુષ્ય કદાપિ બંધનને પાત્ર થતો નથી ને સીધો સ્વર્ગે-મોક્ષે જાય છે પણ જે રાગદ્વેષ અથવા મૂર્ખતાથી વર્ણાશ્રમ ધર્મનો ત્યાગ કરી સ્વચ્છંદે વર્તે છે તે પાપી ઠરી દુઃખનો ભાગી થાય છે. પરમ કૃપાળુ જગદીશ્વરે

એવી અનુપમ રચના વર્ણાશ્રમમાં કરી છે કે તેના પાલનથી મનુષ્યનો સહજ અભ્યુદય થાય છે-આ લોકનું સુખ સંપત્તિ સ્વરાજ્ય મળે છે ને પરલોકના સ્વર્ગ-મોક્ષ પણ મળે છે. મનુષ્યો જે અત્યારે દુઃખી પરાધીન જોવામાં આવે છે તેનું કારણ વર્ણાશ્રમ ધર્મનો ત્યાગ, એક વર્ણના કાર્યો બીજા વર્ણે કરવા કિંવા વર્ણાશ્રમ ધર્મની નષ્ટ ભ્રષ્ટતાજ છે માટે તું સાવધાન બની હરિ ભક્તિ સાથે વર્ણોચિત કર્મ કર.

## સમયનો સદુપયોગ.

પુત્ર—પૂજ્ય પિતાજી! ઇશ્વરના પરમ અનુગ્રહથી આપ તીર્થરૂપે કરેલો ઉપદેશ બરાબર મારા અંતઃકરણમાં ઉતર્યો છે ને હવેથી હું વર્ણાશ્રમ ધર્મ આચરવા સાથે પ્રભુ ચિંતન કરીશ તોપણ અજ્ઞાન બાળક છું તેથી મને સમયનો કેમ ઉપયોગ કરી ધર્મ કર્મ સાધી લેવું? તેનું ભાન-જ્ઞાન નથી, માટે આપજ કૃપા કરી સમજાવો.

**પિતા**—પુત્ર! ધન્ય છે તને કે તું ગુણગ્રાહી બુદ્ધિથી ગુણ ગ્રહણ કરતો રહી વિશેષ જાણવાની અપેક્ષા રાખે છે. મનુષ્ય આજકાલ ભાગ્યેજ સાઠ વર્ષની આયુષ્ય ભોગવે છે. સાઠમાં અડધા નિદ્રામાં જાય છે બાકી રહ્યા ત્રીસ તેમાં અડધા એટલે પંદર શિશુપણામાં-બાળપણની રમત ગમતમાં પસાર થાય છે ત્યારે બાકી તો માત્ર પંદર વર્ષજ સત્કર્મ કરવા માટે રહ્યા જો આયુષ્ય પૂરૂં હોય તો. આ કિંમતી ૧૫ વર્ષને પણ મનુષ્ય પોતાના આત્માના શ્રેયાર્થે ધર્મ કર્મ કરવામાં ન વાપરતા મિથ્યા વાતો,

વ્યસનો, દુરાચારાદિમાં વાપરે તો તેના જેવો બીજો કોણ અધમ ગણાય? આપણા ઋષિ મુનિ તો એક ક્ષણ પણ નકામી ગુમાવતા નહિ. તેઓએ આજ્ઞા કરી છે કે મનુષ્યના ઉપર કાળ લટકતી તરવાર રાખીને ઉભો છે. તે કયારે આવી મૃત્યુ ઉપજાવશે તેનો જરાય ભરોંસો નથી. તે આવ્યા પછી તમારાથી કાંઇ ધર્મ કર્મ બનવાનું નથી. મૃત્યુ થયા પછી તો પશ્ચાત્તાપનો પાર રહેશે નહિ ને મહા સંકટ ભોગવશો; માટે તમારા શ્રેયાર્થે જે કરવું હોય તે તે (કાળ) આવ્યા પહેલાં વગર વિલંબે કરવા માંડો. પુત્ર! આપણે તો આપણા પ્રાતઃસ્મરણીય પૂર્વજોના ઉપદેશ તરફ ઉપેક્ષા દર્શાવી આળસુ પ્રમાદી રહ્યા પણ જેને આપણે મ્લેચ્છ કહીએ છીએ તેઓએ તેનો સ્વીકાર કરી વ્યાવહારિક ઉન્નતિ તો સાધી લીધી છે અર્થાત્ જેઓ પ્રથમ મૂઢ મૂર્ખ હોઈ ગાડર બકરા ચારતા હતા તેઓ હુન્નર ઉદ્યોગ કળા ખીલવી અત્યારે ઉલટા આપણાપર અધિકાર ભોગવે છે. મનુષ્યે કયાંય નકામું બેસવું નહિ, નવરા બેસવાથી આળસ તંદ્રા અને ખરાબ વિચાર આવે છે. મૂર્ખાઓની સોબતમાં રહી નિરર્થક ટોળટપ્પા કરવા નહિ, કારણ કે તેથી બુદ્ધિ મલિન થવા સાથે અપકીર્તિ અને વેપાર ધંધાની હાની થાય છે. જુગાર ગંજીપો ચોપાટ ખેલવાનો, નાટક જોવાનો કે નવલકથાના પુસ્તકો વાંચવાનો શોખ રાખવો નહિ કારણ કે તેથી સમયનો દુરૂપયોગ થવા સાથે દ્રવ્ય અને શરીર સુખાકારીનો નાશ થાય છે. મનુષ્યે તો પ્રાતઃકાલથી તે સાયંકાલ સુધીના તમામ કાર્યો વ્યવસ્થાપૂર્વક નિયત કરી—ટાઇમ ટેબલ ગોઠવી સમયનો સદુપયોગ કરી લેવો ઘટે.

# દિનચર્યા.

પુત્ર—પિતાજી ! સમય અમૂલ્ય છે. તે ગયા પછી કોઇ ઉપાયે પાછો મળતો નથી માટે તેનો અમુક ક્રમ ગોઠવી સદુપયોગ કરી લેવાનું આપે કહ્યું એ મેં સ્વીકારી લીધું પરંતુ મારી અલ્પ મતિને લઇને હું કાર્યક્રમ ગોઠવીશ તે ખામી ભરેલો થશે માટે આપજ શ્રમ લઇ સૂચવો તે પ્રમાણે નોંધ કરૂં.

**પિતા**—પુત્ર તારૂં કહેવું ઉચિત છે. દિનચર્યા એટલે નિત્યનો કાર્યક્રમ મનુષ્યનો કેમ અને કેવો હોવો જોઇએ ? તે હું તને લખાવું છું, તું ખડીઓ કલમ કાગળ લઇ બેસ.

કહેવા પ્રમાણે પુત્ર કાગળ ખડીઓ કલમ લઇ આવીને બેઠો એટલે પિતા દિનચર્યા લખાવાનો પ્રારંભ કરે છે.

૫ (બજે) સવારે બિછાનામાંથી ઉઠવું.

૫ થી ૫॥ પ્રભુ સ્મરણ, સુરદાસ, નરસિંહ મહેતો કે મીરાબાઇના પદ ગાવા.

૫॥ થી ૬॥ ઝાડે જંગલ, દાતણ તથા સ્નાન એટલે શૌચ ક્રિયા કરવી.

૬॥ થી ૭ કસરત.

૭ થી ૮ સંધ્યા પૂજા.

૮ (વાગે) જરૂર જણાય ને સાધન હોય તો બદામ દ્રાક્ષ થોડા ખાઇ ઉપર અડધો શેર દૂધ પી લેવું.

૮ થી ૧૦ દેવ મંદિરે જઇ દર્શન કરવા, શાકભાજી ચીજ વસ્તુ લાવવી, વ્યાવહારિક કાર્ય પ્રસંગે કોઇને મળવું હળવું અને પોતાના ધંધા સંબંધી વિચાર

કરવો પણ જેને એમ ન કરતાં ઘરમાંજ રહેવાનું હોય તેણે ગીતા, ઉપનિષદ, મનુસ્મૃતિ આદિ ગ્રંથ વાંચવા સાંભળવા અથવા પરોપકારના કાર્યમાં ચિત્ત પરોવવું. આ ક્રમ મોટી વયના એટલે ગૃહસ્થો માટે છે પરંતુ જેઓ બાળક એટલે વિદ્યાર્થી અવસ્થામાં છે તેણે બને તો દેવદર્શન કરી, શાકભાજી લાવવા અને અવકાશ ન હોય ને ઘરમાં બીજા લાવનાર હોય તો પોતાના નિશાળના પાઠ તૈયાર કરવા.

૧૦ થી ૧૧ મિત અને સાત્વિક ભોજન ચાવી ચાવીને પ્રસન્ન ચિત્તે કરવું.

૧૧ થી ૬ ગૃહસ્થાશ્રમીઓએ પોતાના વર્ણ અનુસાર ધંધો કરવો અને વિદ્યાર્થીઓએ ૧૧ થી ૫ વિદ્યાભ્યાસ તથા ૫ થી ૬ કસરત કરવી.

૬ થી ૭ ખુલ્લી હવામાં ફરવા જવું.

૭ થી ૭॥ સાયંસંધ્યા.

૭॥ થી ૮ ભોજન.

૮ થી ૮॥ ઘર કુટુંબ ગામ જ્ઞાતિ ધર્મ કે દેશ હિત સંબંધી વાતચિત.

૮॥ થી ૧૦ ભાગવત્ રામાયણ મહાભારતાદિની કથાવાર્તા અને હરિકીર્તન.

૧૦ થી ૫ શયન.

ઉપર પ્રમાણેનો કાર્યક્રમ-દિનચર્યા મનુષ્યે રાખવી ઘટે. સ્થિતિ, સંજોગ, અવસ્થા, યોગ્યતા અને ધંધાના પ્રમાણમાં

તેમાં ઘટતો ફેરફાર કરી પ્રત્યેક મનુષ્ય પોતાને અનુકૂળ કાર્યક્રમ પણ ગોઠવી શકે.

પુત્ર આજે આટલું પૂરતું છે. આજે જે કહ્યું છે તેનું શાન્તિથી એકાંતે મનન કરી આવતી કાલે વળી તને ઉચિત લાગે તે પૂછજે.

## વિદ્યાભ્યાસ.

પુત્ર—પિતાજી ! ગઇ કાલે આપે દિનચર્યાનો નિયમ તો ઉત્તમ લખાવ્યો પરંતુ સ્કુલ કોલેજમાં મને વેપાર ધંધો કે હુન્નર ઉદ્યોગ સંબંધે કશું શિખવાયું નથી તેથી મને તો નોકરી સિવાય કાંઇ સૂઝતું નથી. ઓફિસોમાં તપાસ કરતાં નોકરી પણ કયાંય ખાલી માલુમ પડતી નથી માટે કદાચ સાહસ કરી સ્વતંત્ર વેપાર પણ શરૂ કરૂં પરંતુ વેપાર કરવા સારૂ મારી પાસે દ્રવ્ય નથી. યદિ કયાંયથી દ્રવ્ય ઉછીપાછીનું કે કરજે લાવી કરૂં તો વેપારના અનુભવ વિના દિવાળુંજ આવે. છાપામાં જાહેર ખબર વાંચી નોકરી માટે અરજી કરી એક શેઠને રૂબરૂ મળ્યો તો ત્યાં મારા જેવા એકસોથી વધારે ઉમેદવાર ઉભેલા હતા ને સૌને પોતપોતાની લાગવગ લગાડી એક ગુલામની માફક શેઠ સાહેબની ખુશામત કરતા દીઠા. મુંબઇ કલકત્તાદિ સ્થળે જઇ કોઇ દેશી પેઢીમાં નોકરી કરૂં પણ તેમાંય મને એકતો પોઝીશનનો બાધ આવે છે ને બીજું મેં એમ સાંભળ્યું છે કે ત્યાંના મહાનુભાવ શેઠીઆઓ નોકરને ઘાંચીના બળદની માફક સવારમાં ७ વાગેથી જોડી રાત્રિના અગીઆર વાગાસુધી કામ કરાવી, અરે ! કામ ન હોય તો નકામા મોઢા સામું જોતા બેસાડી અથવા ઘરકામ ચીંધી

હુસ કાઢી નાખે છે ત્યાં શી રીતે જાઉં અને સૂચવેલો કાર્યક્રમ પાળું! આપ બુદ્ધિમાન્ હોવા છતાં મને એવું નિરર્થક શિક્ષણ કેમ આપ્યું! એ વિશે મને મોટું આશ્ચર્ય થાય છે માટે કૃપા કરી મને સમજાવી મારી ભ્રાંતિને દૂર કરો.

પિતા—પુત્ર! વિદ્યા એ સરસ્વતીનું સ્વરૂપ છે. તેને જો યોગ્ય રીતે ગ્રહણ કરવામાં આવી હોય તો સકળ સમૃદ્ધિ પ્રાપ્ત થવા સાથે ભવબંધન પણ છૂટી શકે છે; પરંતુ હિંદુસ્થાનની સત્તા હિંદુઓનાં હાથમાં નહિ હોવાથીજ તેનું વિકૃત સ્વરૂપ દૃષ્ટિગોચર થાય છે. હિંદીઓ પરાધીન રહે, કદિ પણ તેઓમાં સ્વતંત્ર ભાવ ઉત્પન્ન ન થઇ શકે એવું સત્તાધિકારીઓએ વિલાયતનું એઠું જૂઠું કારકુનીઆ શિક્ષણ સ્કુલ કોલેજોમાં આપવાનું ઉચિત ધાર્યું છે. કોલેજો જે મોટે ભાગે પાદરીઓનીજ છે તે કેટલીકમાં તો હિંદુ કે ઇતર ધર્મના વિદ્યાર્થીઓને બાઇબલ પણ ફરજીઆત શિખવાનુંજ હોય છે એવું મેં મારા અનેક સ્નેહીઓના મુખેથી સાંભળ્યું છે. આ બધું જાણવા છતાં હિંદુઓની એક પણ સ્વતંત્ર કોલેજ કે ઋષિકુળ જેવી સંસ્થા આપણા પ્રાંતમાં નહિ હોવાને લઇ, તેમજ લગભગ તમામ હિંદુઓ તેઓના છોકરાઓને હાઇસ્કુલ કોલેજમાં અભ્યાસ કરવા મોકલતા હોવાથી મેં પણ તને મોકલ્યો તેથી જો કે હવે મને ઘણો પશ્ચાત્તાપ થાય છે; પણ શું ઉપાય? તારો સમય શક્તિ નિરર્થક વપરાયા અને મારી પાસે દ્રવ્યનું સાધન નહતું છતાં કરજ કરી ભણાવ્યો પણ પરિણામ ઉલટું વિપરીતજ આવ્યું. કેટલાક રાજા મહારાજા અને શ્રીમંત ગૃહસ્થો જેઓ મારા મિત્રો છે તેઓને વાતચિતના પ્રસંગમાં તેમની ફરજ સમજાવી કાઠિયાવાડ ગુજરાતમાં મોટા પાયાપર

ઋષિકુળ કાઢી પૈસાનું સાર્થક કરવા માટે મેં ઘણી વખત કહ્યું છે પણ તેઓને સુકૃતનો પૈસો નહિ હોવાથી તેઓને તે વાત ગળે ઉતરી કે ઉતરતી નથી નહિતર તેઓ સરકારી ફંડફાળામાં તથા મોજશોખમાં દ્રવ્ય તો છૂટે હાથે ઉડાવે છે. જ્યાં સુધી ઋષિકુળ સ્થાપી ધર્મનિષ્ઠ સત્ચારિત્રવાન્ વિદ્વાન્ હિંદુ શિક્ષકો દ્વારા ચૌદ વિદ્યા અને ચોસઠકળાનું શિક્ષણ વર્ણના ધર્મ પ્રમાણે નહિ અપાય ત્યાં સુધી હિંદુઓની દુર્દશા દૂર થવાની નથી. તું ઓફિસની નોકરીની વાત કરે છે પણ ઘણીખરી ઓફિસો પરદેશના માલ ઉપર આધાર રાખનારી હોવાથી ત્યાંનો વેપાર બંધ કે મંદ થતાં અહીંની ઓફિસો પણ અટકી પડે છે. કાલે મારા એક સ્નેહી વાત કરતા હતા કે મુંબઇમાં ઘણી ઓફિસોને એક્સપોર્ટ ઈમ્પોર્ટનું કામ મળતું નથી એટલે ખર્ચ નિભાવવો મુશ્કેલ થતો હોઇ માણસોને રજાની નોટીસો અપાઇ ગઈ છે. કોઇ રીતે ઓફિસની નોકરી પણ કદાચ તને મળી હોત તો તે પણ અસ્થિર છે, ન કર્યા સમાન છે. વળી ઓફિસની નોકરીમાં આગળ વધવાના ચાન્સ બહુ જુજ હોય છે, પાંચ પચીસ રૂપિયાનો પગારમાં વધારો થાય એટલુંજ પણ નોકરીઆતને તેમાં સ્વતંત્ર વેપારી બનવાની તક ભાગ્યેજ મળે છે. દેશી પેઢીઓ તથા દુકાનોમાં શેઠીઆઓ મૂર્ખતાથી દયાહીન્ રીતે માણસ પાસે કામ કરાવી ત્રાસ આપે છે એ વાત ખરી છે પણ તે દુઃખ સહેતા સહેતા શેઠની આજ્ઞાનુસાર પ્રમાણિકપણે વર્તી કામ ધંધા શીખી લેતાં કોઇક દિવસ ભાગીદારી કે સ્વતંત્ર પેઢી ખોલવાના સંજોગ પ્રાપ્ત થઇ શકે છે. મેં ઘણા દેશ જોયા અનુભવ્યા છે, પરંતુ કોઇ દેશમાં માતૃભાષાને બીજું સ્થાન કિંવા બિલકુલ નજ અપાતું હોય અને પરદેશી ભાષાને પ્રથમ સ્થાન અપાતું

હોય એવું જોયું તો નથી પણ સાંભળ્યું સુદ્ધાં નથી. જાપાન જરમની અમેરિકા ફ્રાન્સ ઇંગ્લંડાદિ દેશોમાં વિદ્યાર્થીઓને તેઓની માતૃભાષાદ્વારા શિક્ષણ અપાય છે અને Practical Industry એટલે વનસ્પતિ તથા રસાયનાદિક વિજ્ઞાન વિદ્યાનું અનુભવિક જ્ઞાન શિખવાય છે, જ્યારે આપણા દેશમાં તો વસ્તુસ્થિતિ તદ્દન વિચિત્રજ છે. માતૃભાષાને દેશવટો અપાયો છે ને તમામ શિક્ષણ અંગ્રેજીમાં અપાય છે અને જે શિક્ષણ અપાય છે તે મોટે ભાગે Theoritical અર્થાત્ પુસ્તકીઆ; તેથી વિદ્યાર્થીના અનેક વર્ષ નકામા જાય છે, શિક્ષણ અતિ અઘરૂં પડે છે ને હુન્નર ઉદ્યોગ જેવું કાંઇ તે શીખી શકતો નથી અર્થાત્ ભણ્યો પણ ગણ્યો હોતો નથી. ટુંક સમયમાં ઘણું શિખવનારી પંડયાની પાઠશાળાઓ પણ અત્યારે લુપ્ત થઇ ગઈ છે. કાશી અયોધ્યા હરિદ્વાર જેવા કોઇ કોઇ સ્થળે સંસ્કૃત પાઠશાળાઓ છે પણ તે માત્ર વ્યાકરણ (લઘુ અને સિદ્ધાંત કૌમુદી) તથા જ્યોતિષ શિખવ્યા બાદ થોડા વેદમંત્રોનાં મુખપાઠ કરાવી ભાગવતની સપ્તાહ શિખવે છે એટલે તે પંડિતજી મહારાજ પણ પંદર વીશની નોકરીમાં જોડાઈ જવા, ટીપણું જોવા કે કથા વાંચી મહામુશીબતે પેટ નિર્વાહ ચલાવવા ઉપરાંત બીજું કાંઇ શ્રેય કરી શકતા નથી. તાત્પર્ય કે વિદ્યાભ્યાસ ની દેશમાં અત્યારે ન વર્ણવી શકાય એવી અધમ દશા થઈ છે, છતાં આગેવાનોનું તે તરફ જરાય લક્ષ ખેંચાતું નથી એ દેશના વિશેષ કમભાગ્ય સૂચવે છે. રાષ્ટ્રીય ચળવળને યોગે "ગુજરાત વિદ્યાપીઠ" સ્થપાયું તેથી કાંઈક આશા ઉદ્ભવી હતી પરંતુ તેના શિક્ષણનું ધોરણ પણ કોલેજોની માફક રખાયા ઉપરાંત તેમાં રેંટીઓ અને અંત્યજ સ્પર્શની ધર્મભ્રષ્ટ, પતિત અને વિશેષ કંગાલ નપુંસક બનાવનારી બાબતો દાખલ થવાથી તે વિદ્યાગૃહ

નહિ પણ લાક્ષા ગૃહજ સમજાયું. પુત્ર તારે હવે આગળ ભણવાનું નથી. ગુજરાતી તો તારૂં સારૂં છે. જોઈતું અંગ્રેજી પણ જાણે છે તો હવે સંસ્કૃત, હિંદી, મરાઠી અને બંગાળીનું આવશ્યક શિક્ષણ હું આપતો રહીશ. તારે ક્યાંય નોકરીમાં જોડાવાની પણ જરૂર નથી, હું તને મારા એક મિત્રની પેઢીમાં ધંધો શિખવા રાખી દઇશ. તું ત્યાં ધંધો શીખી લઇશ એટલે તે ભલા ગૃહાસ્થ તને ભાગ કરી આપશે બાદ તું વેપાર ધંધો કરવા સાથે જૂદી જૂદી જાતના રંગ, દીવાસળાઇ, સાકર, કાચ, કાગળ વગેરે બનાવવાના પ્રયોગો પણ કરતો રહેજે; પરંતુ તું તારૂં પોઝીશન બોઝીશન જવા દે જે. એવી વાનરનકલ શીખીને તો હિંદુસ્થાન પાયમાલ થયું છે: જેને દુનિયામાં મોટા માણસ બનવું હોય તેણે છેક નાનાથી તે મોટામાં મોટું કામ જાતે શીખીને કરવુંજ જોઇએ.

## ચૌદ વિદ્યા અને ચોસઠ કળા.

પુત્ર—પિતાજી ! આપે વિદ્યાભ્યાસનું સ્વરૂપ દાખવતા ચૌદ વિદ્યા અને ચોસઠકળા કે જે ખરેખરી ઉપયોગી વિદ્યા કહેવાય છે અને જે પ્રાચીન કાળમાં ગુરૂઓ વિદ્યાર્થી-શિષ્યને શીખવતા હતા એમ જણાવ્યું તો તે ચૌદ વિદ્યા અને ચોસઠ કળા કઇ છે ! મને તે જાણવાની તીવ્ર જીજ્ઞાસા છે માટે કૃપા કરી સમજાવો.

પિતા—પુત્ર ! ચૌદ વિદ્યા અને ચોસઠ કળા પ્રત્યેક મનુષ્યે શિખવાની અગત્યતા છે. તે શિખવાથીજ મનુષ્ય, મનુષ્ય બની શકે છે. કઠોર બ્રહ્મચર્ય ધારણ કરી ગુરૂદ્વારા તે પરમ વિદ્યા શીખી સૃષ્ટિમાં મનુષ્ય મહાન્ ઉજ્વળ કાર્યો કરી દેવકોટિમાં

ગણાઇ શકતો. અત્યારે બ્રહ્મચર્યાશ્રમ, ગુરૂકુળ, ઋષિકુળાદિ સંસ્થાઓની છિન્ન ભિન્ન દશા થયેલી છે તેથી ચૌદ વિદ્યા અને ચોસઠ કળા શિખવી બહુ મુશ્કેલ છે તો પણ પ્રયત્ન કરનારને માટે આ જગતમાં કશું દુર્લભ કે અશક્ય નથી. યથાવકાશે હું તને તે વિષે પૂર્ણ જ્ઞાન આપીશ પરંતુ હાલ તુરત તો સંક્ષેપમાં તેના સ્વરૂપનું વર્ણન કરૂં છું:—

ચૌદ વિદ્યા—પુરાણ, ન્યાય, મીમાંસા, ધર્મશાસ્ત્ર, વેદના છ અંગ અને ચાર વેદ મળી ચૌદ વિદ્યા કહેવાય છે. હવે પુરાણ અઢાર છે, મીમાંસા ત્રણ છે ને ધર્મશાસ્ત્ર-સ્મૃતિ ૨૦ છે તેના નામ પણ સાથે સાથે દર્શાવું છું. ૧૮ પુરાણઃ-બ્રહ્મ, પદ્મ, વિષ્ણુ શિવ, ભાગવત, નારદ, માર્કન્ડેય, અગ્નિ, ભવિષ્ય, વૈવર્ત, લિંગ, વરાહ, સ્કંધ, વામન, કૂર્મ, મત્સ્ય, ગરૂડ અને બ્રહ્માંડ પુરાણ. ૩ મીમાંસાઃ-પૂર્વ મીમાંસા, દૈવી મીમાંસા અને ઉત્તર મીમાંસા. ૨૦ ધર્મશાસ્ત્ર ( સ્મૃતિ ) મનુ, અત્રિ, વિષ્ણુ, હારિત, યાજ્ઞવલ્કય, ઉશનસ, અંગિરા, યમ આપસ્તંબ, સંવર્ત, કાત્યાયન, બૃહસ્પતિ, પારાશર, વ્યાસ, શંખ, લિખિત, દક્ષ, ગૌતમ, શાતાતપ અને વસિષ્ઠ સ્મૃતિ. વેદના ૬ અંગ-શિક્ષા, વ્યાકરણ, છંદ, નિરૂક્ત, જ્યોતિષ, અને કલ્પ. ચાર વેદ-ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વ વેદ.

ચોસઠ કળા—ગીત, વાદ્ય, નૃત્ય, નાટયકળા, આલેખ્યકળા, વિશેષકચ્છેદ, તંદુલ કુસુમ બળિવિકાર, પુષ્પાતરણ, દશન, વસન, મણિ ભૂમિકા કર્મકળા, ઉદકવાદ્ય, તરવાની કળા, માળી કળા, માથું ગુંથવાની કળા, વેશ બદલવાની કળા, કર્ણપત્ર ભંગ, સુગંધ યુક્તિ, ભૂષણ યોજન, ઇન્દ્રજાળ, હસ્ત લાઘવ, પાકશાસ્ત્ર, નિશાન

પાડવાની કળા, ચીવન કળા, ભરત કળા, વિણાડ મરૂવાદ્ય, પ્રહેલીકા, પ્રતિમાળા, દુર્વચક યોગ, વાચન, નાટય આખ્યાયિકા દર્શન, કાવ્ય સમસ્યા પૂર્તિ, પટ્ટિકા વેત્ર બાણકળા, તર્કવાદ, સુતારકામ, સલાટકામ, રૂપ્યરત્ન પરીક્ષા, ધાતુવાદ, મણિરાગ જ્ઞાન, આકાર જ્ઞાન, વૃક્ષાયુર્વેદ, મેષ કુકકુટ લાવકયુદ્ધ વિધિ, શુક સારિકા પ્રલાપન, ઉત્સાદન, માર્જન કૌશલ્ય, અક્ષર મુષ્ટિકા કથન, પરદેશી ભાષા જ્ઞાન, દેશ ભાષાજ્ઞાન, શકુન કળા, યંત્ર માતૃકા, ધારણ માતૃકા, અસંવાચ્ય માનસી કાવ્ય ક્રિયા, અભિધાન કોશ, છંદોજ્ઞાન, ક્રિયા વિકલ્પ, ચોરી કળા, છ તિલક યોગ, દ્યૂત કળા, આકર્ષ ક્રિયા, બાળક્રિડન કળા, વૈનાયકી કળા કૃષિ કળા અને વૈતાલિક કળા.

## કસરત.

પુત્ર—પિતાજી ! સ્કુલ કોલેજમાં અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓ માયકાંગલા, અડધા આંધળા અને અશક્ત રોગી જેવા કેમ જણાય છે ? હું કાંઇ વિશેષ ખાતો નથી છતાં મને ખાધું પચતું નથી ને મારામાં પાંચશેર બોજો ઉપાડવા જેટલીય શક્તિ રહી નથી તેનું કારણ શું હશે ?

પિતા—પુત્ર ! અભ્યાસ એ મનુષ્યના મનનો ખોરાક છે જ્યારે મહેનત એ શરીરનો ખોરાક છે. આજકાલ મનુષ્યો સુંવાળા અરે ! કહેને સુવાલી જેવા બધમુવા બની ગયા છે તેનું ખાસ કારણ મહેનતનો અભાવ છે. જેઓ ગાદી તકીએ અથવા ખુરશી ટેબલપર આખો દિવસ બેઠા રહી માત્ર લખાણ પત્ર

વાંચનનુંજ કામ કરે છે તેઓએ શારીરિક શ્રમ એટલે ઘરનું મહેનતાળું કામ તથા કસરત કરવાની જરૂર છે. સવારે અને સાંજે ખુલ્લી જવામાં દંડ, બેઠક, લાઠીયુદ્ધ, કુસ્તી, મુગદળ ફેરવવા, દોડવું, ઘોડેસ્વારી કરવી, ચાર પાંચ માઇલ ચાલવું, એ વગેરે કસરતથી શરીરનું લોહી હરેફરે છે, જઠરાગ્નિ તેજ થાય છે, બુદ્ધિ તીવ્ર બને છે, શક્તિ વધે છે ને નિરોગીપણું આવે છે. સ્કુલ કોલેજમાં બેટબોલ ડ્રીલ વગેરે કસરત કરાવાય છે ને જેની ઇચ્છામાં આવે તે વિદ્યાર્થી કરે છે પણ તે વિદેશી ખર્ચાળ કસરતો ઉપર જણાવેલી આપણી સાદી અને સરળ કસરતોની આગળ કાંઇ હિસાબમાં નથી. ગામેગામ અખાડા ખોલવા જોઇએ અને તેમાં બાળક વિદ્યાર્થીથી લઇ પચાસ વર્ષ સુધીના પુરૂષે નિયમિત કસરત કરવી જોઇએ. જો એમ થશે તો‌જ તમે નિરોગી બળવાન્ અને હિંમતવાન બની શકશો. બ્રહ્મચર્ય દઢ રીતે પાળી, સત્ત્વવાળો ખોરાક (ઘી દૂધ ગોળ) ખાઇ જે મનુષ્ય આપણી દેશી કસરતો નિત્ય સવારસાંજ પાંચ વર્ષ કરતો રહે તે મહા દુઃસાધ્ય રોગને હટાવી બળવાન્ બની શકે છે ને હસ્તા હસ્તા પૂર જોસમાં જતી મોટરને રોકી, હાથી વાઘ સિંહને થપડાક લગાવી દૂર ફેંકી શકે છે. આજકાલ જેમ કસરતના અભાવે અનેક રોગોએ ઘર કર્યું છે તેમ ચોર લુચ્ચા લફંગા જુલ્મીઓએ પણ નિર્બળને ખુબ સતાવવા માંડયા છે, માટે તેથી બચવા સારૂ પુત્ર ! તું હમેશા કસરત કરતો રહે.

## ગુરૂ શિષ્યના ધર્મ.

પુત્ર—પિતાજી ! આપની આજ્ઞા પ્રમાણે હવેથી કાયમ કસરત કરતો રહી આરોગ્ય તથા શક્તિ મેળવીશ પરંતુ મને જાણવાની જીજ્ઞાસા છે કે ગુરૂ શિષ્યના પરસ્પર ધર્મ શા ! તે કૃપા કરી આપ મને સમજાવો.

પિતા—પુત્ર ! તારો પ્રશ્ન સાંભળી મને હસવું આવે છે ને ખેદ પણ થાય છે. હસવું એટલા માટે કે જે વસ્તુ હયાતીમાં નથી તે વિશે તું પૂછે છે ને ખેદ એટલા માટે કે એ શ્રેષ્ટ લાભદાયી પવિત્ર પ્રથાનો સર્વથા લોપ થતો જાય છે. તારી જીજ્ઞાસા છે ને મારી ઇચ્છા છે કે એ પરમ પવિત્ર પ્રથાનો પુનરૂદ્ધાર થાય, તેથી સાંભળ જણાવું છું.

પ્રિય—પુત્ર ! પહેલા તો ભરતખંડમાં ગુરૂ શિષ્યનો વ્યવહાર એટલો બધો ઘટ અને માનભર્યો હતો કે તે વિશે તો મોટા ગ્રંથના ગ્રંથ લખાયા છે. જેની પાસેથી બ્રહ્મ વિદ્યાનું જ્ઞાન લેવામાં આવે તે ગુરૂ કહેવાય. પ્રાચીન કાળમાં મહર્ષિ વ્યાસ, વાલ્મીકિ, ભરદ્વાજ, વસિષ્ઠ, યાજ્ઞવલ્કય જેવા સર્વજ્ઞ પુરૂષો પોતપોતાના આશ્રમ—ગુરૂકુળો રાખી દશ દશ હજાર વિદ્યાર્થીઓને પાત્ર જોઇ વિદ્યા ભણાવતા તેમ કોઇ બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય જાતિનો ગૃહસ્થ જીજ્ઞાસુ થઇ આવતો તો તેનો અધિકાર જોઇ મુનિઓ તેને જ્ઞાન પણ આપતા હતા. વિદ્યા જ્ઞાન આપનાર એ ઇશ્વર તુલ્ય શક્તિવાળા આચાર્યો-ગુરૂઓ જ્ઞાન લેવા આવનાર શિષ્યને પોતાના પુત્રથી અધિક માની જ્ઞાન દાન આપ્યા બાદ પણ તેઓ સદા સર્વદા તેની સંભાળ લઇ રક્ષણ કરતા. શિષ્યો પણ તેવા મહાનુ-

ભાવ ગુરૂને પ્રભુ સમાન પૂજ્ય લેખી, તેઓની આજ્ઞાનુસાર વર્તી મન વાણીને કર્મથી તેઓની સેવા સુશ્રૂષા કરતા; એટલુંજ નહિ પણ ગુરૂ શિર માગે તો પણ વિના સંકોચે તત્ક્ષણ આપી દેતા. અત્યારે તો માત્ર નામના ગુરૂ શિષ્ય છે. સત્ય રીતે એમ કહીએ કે કોઇ ગુરૂ નથી ને કોઇ શિષ્ય પણ નથી તો પણ તેમાં જરાય ખોટું નથી. હાલમાં અનેક પુરૂષો ગુરૂને સ્થાને આવી શકે છે. પ્રથમ તો પૂજ્યપાદ શ્રીમદ્ શંકરાચાર્ય કે શ્રીમદ્ વલ્લભાચાર્યોદિના વંશજો, બીજા ધાર્મિક ક્રિયા—લગ્ન મરણની કરાવનાર ગોર, ત્રીજા નિશાળ સ્કુલ કોલેજના અનેક મહેતાજી માસ્તરો, ચોથા તીર્થ-સ્થળના ગોરો અને પાંચમા રાજદ્વારી આગેવાનો. ખરી રીતે તેઓના લક્ષણ વિચારતા એ બધાય પોતપોતાના સ્વાર્થના યારી છે. ધન હરી વેઠ કાઢવાવાળા સોદાગરો છે. તેઓને નથી પોતાના કર્તવ્યની પરવા કે નથી શિષ્યોના સુખદુ:ખની. તેમ શિષ્યો પણ ગુરૂ જેવાજ શઠ જોવામાં આવે છે. ઉપર ઉપરથી ભાવ બતાવે છે, પણ અંદરથી તેઓને શ્રદ્ધા કે પૂજ્યભાવ હોતો નથી. આવી વિષમ સ્થિતિમાં ઇચ્છવા જોગ તો એ છે કે ગુરૂ બનવા ઇચ્છનારાઓએ પ્રથમ પોતાની ગુરૂ તરીકેની યોગ્યતા, વિદ્વતા, ચારિત્ર્ય, જ્ઞાન, નિ:સ્વાર્થતાદિ સદ્‌ગુણો મેળવવા અને શિષ્યોએ સાચા ગુરૂને શરણે જવું પણ સદ્‌ગુરૂ ન મળે તો શ્રીહરિને, વ્યાસજીને, આદ્ય શંકરાચાર્ય કે શ્રીમદ્ વલ્લભાચાર્યને લેખી પોતાનો ગુરૂ પોતે બનવું અથવા ધર્મગ્રંથોમાંથી પૂજ્ય પુરૂષોનું માન સાચવીને ધર્માનુકૂળ વિદ્યા—બોધ ગ્રહણ કરવો.



## પિતા પુત્રના ધર્મ.

પુત્ર—પિતાજી ! ગુરૂ શિષ્યના ધર્મ આપે કહ્યા મુજબ સમજ્યો પણ હવે પિતા પુત્રના ધર્મ સાંભળવાની ઈચ્છાછે તો કૃપા કરી સંભળાવો.

**પિતા**—પુત્ર ! પિતાનો ધર્મ બહુ કઠિન છે. પિતા માત્ર પુત્રને જન્મ આપી તથા લાલનપાલન કરીનેજ કૃતાર્થ થતો નથી પરંતુ તેણે તેથી વિશેષ ઘણું કરવાનું છે. પુત્ર એ પોતાનો આત્મા છે. તે જયારથી ગર્ભમાં હોય ત્યારથી માતા પિતાએ સાત્વિક આહાર વિહાર સેવી ઉત્તમ ભાવના રાખી વર્તવાનું છે. પુત્રને માટે પિતાએ ગર્ભાધાન, પુંસવન, સીમન્તોનયન, જાતકર્મ વગેરે સોળ સંસ્કાર કરવાના હોય છે. બાળપણમાં જે સંસ્કાર નાખ્યા હોય છે તે મોટપણે કાયમ રહે છે માટે પુત્રને નાનપણથી સત્ય બોલવાનું, સદાચાર પાળવાનું, ધર્મ આચરવાનું, વડીલોની આજ્ઞા પ્રમાણે વર્તવાનું, સરળ ગુણગ્રાહી સ્વભાવ રાખવાનું, વ્યસનો એક પણ પ્રવેશ ન થવા દેવાનું, ખોટા લાડ નહિ લડાવવાનું, ઉદ્યમી હિંમતવાન્ બનાવવાનું તથા ઉત્તમ વિદ્યાથી વિભૂષિત કરવાનું કાર્ય પિતાએ ખાસ કાળજી રાખી કરવાનું છે. જો પિતા બેદરકાર રહી પુત્રને બગડવા દે, કુસંગતથી ખરાબ થવા દે, મોઢે ચડાવી ઉદ્ધતપણે વર્તવા દે, વિદ્યાવિનાનો મૂઢ અજ્ઞાન રાખે તો તેમાં પિતાનોજ દોષ છે. તેવો દુરાચારી પુત્ર મોટો થતા પિતાની સેવા ચાકરી કરવાને બદલે તેને ઉલટો ગાળો દઇ માર મારશે, ઘરનું દ્રવ્ય ઉડાડી મહા દુઃખી કરી મૂકી અપકીર્તિ અપાવશે એટલુંજ નહિ પણ નરકમાં જાતે પડશે અને પિતાને

પણ નાખશે માટે પિતાએ પુત્ર ઉપર અપ્રતિમ પ્રેમ રાખી ઉછે-રવો પણ તેને ઉત્તમ શીલગુણ વિદ્યાથી અલંકૃત કરવા માટે તો સંપૂર્ણ લક્ષ આપવું.

હવે પુત્ર ધર્મ કહું છું. પુત્ર ધર્મ સર્વથી વિકટ અને ગહન છે. જે માતાએ નવ નવ મહિના સુધી ઉદરમાં ધારણ કરી દુઃખ વેઠયું, તેમ જન્મ આપ્યા પછી પણ પોતે ભીનામાં સૂઇ તેને સૂકામાં સુવરાવ્યો, પોતે ભૂખ તરસ ટાઢ તડકો વેઠી પુત્રને ખ-વરાવી પીવરાવી પ્રાણ ખરેખર રક્ષણ કર્યું તે માતાપિતાનો ઉપ-કાર તો એક જન્મની સેવાથી નહિ પરંતુ હજાર જન્મની સેવા-થી પણ વળી શકે નહિ. પુત્રે ઉમ્મરમાં આવી સમજણો થયા પછી માતા પિતાને પ્રત્યક્ષ દેવ સમજી, પરમ ભક્તિભાવથી તેઓની સેવા કરવી. તેઓને અન્ન વસ્ત્રથી સંતોષી તેઓની આજ્ઞામાં વર્તવું. કદિ નુકશાન કરે કે કટુ વચન કહે તોપણ પુત્રે માતાપિતાને દુભવવા નહિ. તેઓ પાસે પ્રભુ સ્મરણ, તીર્થ યાત્રા, દાન પુણ્યાદિ પરોપકારના કાર્ય કરાવવા ને કોઇ પણ ગુપ્ત ભેદ રાખ્યા વિના તેઓ સાથે નિષ્કપટભાવે વર્તી કમા-ણીનું દ્રવ્ય તેઓને સોંપવું. માતાપિતામાં અવગુણ હોય નહિ ને કદાચ હોય તો પણ પુત્રે મનમાં ન લાવવા. દેશનો આગે-વાન, મિત્ર, કે સંબંધી ગમે તેવો લાભ બતાવી પોતાનું મન અંતઃકરણ કહે તેમ માતા પિતાની ઇચ્છા વિરૂદ્ધ સ્વચ્છંદે વર્તવાનું કહે પરંતુ સમજુ પુત્રે તેવાઓની વાતને ધિક્કારી કાઢી માતાપિતા કહે તેમજ વર્તવું; કારણકે આખા જગતમાં માતા-પિતાના જેવા પુત્રના હિતેચ્છુ બીજા કોઇ નથી. ન કરે નારાયણ ને કદાચ માતાપિતા ધર્મથી બહિર્મુખ થઇ વટલી જાય કિંવા પાપાચરણ કરવા માંડી સતાવે ને પુત્રને પણ તેવો ધર્મભ્રષ્ટ

કરવા મથે તો પુત્રે વિનયથી તેઓથી છૂટા પડવું છતાં આડકતરી રીતે તેઓનું અન્ન વસ્ત્રથી પોષણ કરી તેઓનું આરોગ્ય સારૂં રહે ને પાછા ધર્માભિમુખ થાય તેમ તો સતત કોશિષ કરવી; પરંતુ એવું ભાગ્યેજ બને છે. માત્ર સમયનો વિચાર કરી તેવા અમુક દષ્ટાંતો મારી નજરે આવેલા હોવાથી તને કહું છું. માતા પિતા સાદા સીધા, અભણ, ગામડીઆ કે ફાટેલ તુટેલ વસ્ત્રવાળા હોય ને પોતે પ્રભુ કૃપાથી બહુ વિદ્યા ભણી ઉંચે હોદે ચડી દ્રવ્યવાન સત્તાધીશ થયો હોય તોપણ તેવા સાદા ભોળા ભલા માતાપિતાથી લેશપણ ન શરમાતાં ઉલટું મગરૂર થઇ તેઓની વિશેષ ભાવથી સેવા કરવી ને મનમાં વિચારવું કે જે કાંઇ ઉન્નતિ થઈ છે તે તેઓના આશીર્વાદનોજ પ્રતાપ છે. જે પુત્ર માતા પિતાને સર્વ રીતે પ્રસન્ન કરી આશીર્વાદ મેળવે છે તેનું કદિ પણ અનિષ્ટ થતું નથી, નિરંતર કલ્યાણજ થતું રહે છે. જે ઘરમાં પિતા પોતાનો ધર્મ સમજીને બજાવે છે ને પુત્ર પોતાનો ધર્મ આચરે છે તે ઘર સ્વર્ગ સમાન નિવડે છે, માટે પુત્ર ! તું પણ તારા પુત્ર ધર્મનું પાલન કરી સુખી થજે.

## ગૃહસ્થાશ્રમ.

પુત્ર—પિતાજી ! હવે મને ગૃહસ્થાશ્રમના ધર્મ સાંભળવાની ઇચ્છા છે તો કૃપા કરી સંભળાવો.

પિતા—પુત્ર ! ગૃહસ્થાશ્રમના ધર્મ પ્રત્યેક મનુષ્યે અવશ્ય કરી જાણવા જોઇએ કારણકે તેમાં રહી ઘણા સત્કર્મ થઇ શકે છે તેમ તે આશ્રમપર બીજા સર્વ આશ્રમોનો પણ આધાર છે. જો

તેનું યથાવિધિ પાલન થાય તો તે સહજ રીતે ઉત્તમ ગતિ અ-પાવે છે. અત્યારે તો બીજા ત્રણેય આશ્રમો છિન્નભિન્ન થઇ ગયા છે ને માત્ર એક ગૃહસ્થાશ્રમ જેવો તેવો રહ્યો છે એમ કહીએ તો તેમાં જરાય ખોટું નથી. બ્રહ્મચર્ય પાળી વિદ્યાભ્યાસ સંપૂર્ણ કર્યા પછી ૨૧ કે ૨૪ વર્ષની ઉમ્મરે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો. માતા પિતા સ્વજાતિની જે ઉત્તમ રૂપગુણ વાળી ૧૨ થી ૧૩ વર્ષની કન્યા સાથે લગ્ન કરી આપે તે માન્ય રાખીને લગ્ન કરવા. આજીવિકાને માટે પોતાના વર્ણ પ્રમાણે ધંધો પસંદ કરીને તે ખંતથી કરવો. માતાપિતા ભાઇ કુટુંબ અતિથિનો સત્કાર કરી તેઓને જમાડયા પછી જમવું. ગૃહસ્થને ખાણીઓ, ચૂલો, પાણીઆરૂં, ઘંટી, વાળવું વગેરે પાંચ પ્રકારની હિંસા લાગે છે તેથી સ્વર્ગ મળતું નથી માટે પાંચ યજ્ઞ-બ્રહ્મયજ્ઞ પિતૃ યજ્ઞ, દેવયજ્ઞ, ભૂતયજ્ઞ અને મનુષ્યયજ્ઞ જ્ઞાની પુરૂષો પાસેથી તેના વિધિ જાણી અવશ્ય હમેશા કરવા. વહેલા ઉઠી સંધ્યા પૂજાદિ નિત્ય કર્મ અચૂક કરવું કે જેથી ભૂલે ચૂકે આગલે દિવસ પાપ થયું હોય તો તે નિવૃત્ત થાય છે. મનુષ્ય ઉપર ત્રણ ઋણ છે-એક ઋષિઓનું, બીજું દેવતાઓનું ને ત્રીજું પિતૃઓનું. પ્રથમ ઋણ વેદ શાસ્ત્રાદિના અધ્યયનથી નિવૃત્ત થાય છે, બીજું યજ્ઞ યાગ હોમ હવન કર્યેથી આળસે છે ને ત્રીજું શ્રાદ્ધ કર્યેથી મટે છે માટે તે ત્રણ ઋણ ચૂકવવા સારૂ ગૃહસ્થે વેદાધ્યયન, યજ્ઞ અને શ્રાદ્ધ તથા સ્વપત્નીથી સંતાન ઉત્પન્ન કરવા જેથી તેઓ પણ યોગ્ય અવસ્થાએ પહોંચી તેમ કરી શકે. ગૃહસ્થાશ્રમીએ ખાસ લક્ષ એ રાખવાનું છે કે જુવાનીને લઇ બળવાન્ ઇંદ્રિયો જોર કરી વિષય તરફ ઘસડી અધઃપાત ન કરે, દુરાચારી, ઉદ્ધત ઉડાઉ ન બનાવે. નીતિને માર્ગે પુરૂષાર્થથી દ્રવ્ય ખુબ કમાઇ માતાપિતા

ભાઇ સ્ત્રી પુત્ર કુટુંબાદિનો નિર્વાહ ચલાવવા ઉપરાંત વૃદ્ધ દુઃખી દર્દી વિધવાદિને સહાય કરવામાં ને ગો બ્રાહ્મણના રક્ષણમાં ખર્ચવું. મનુષ્યે કમાણીના દ્રવ્યના ચાર હિસ્સા પાડી તેમાંથી બે ભાગ ઘર કુટુંબના નિર્વાહાર્થે ખર્ચવા, એક ભાગ પરોપકારમાં ખર્ચવો ને એક બાકી વધ્યો તે ભાગને સંગ્રહી રાખવો જેથી તે વૃદ્ધાવસ્થામાં કામ લાગે. ગૃહસ્થે પહેલી અવસ્થા એટલે ૨૪ થી ૪૦ સુધી દ્રવ્ય કમાવામાં તથા ગુણ અનુભવ ઉપાર્જન કરવામાં વિશેષ ચિત્ત પરોવવું ને સાધનસંપન્ન થયા પછી જ્ઞાતિ, ધર્મ, ગામ તથા દેશના હિત તરફ લક્ષ આપવું. જે ગૃહસ્થીઓ વગર વિચાર્યો કોઇ પણ સાધન કે લાયકાત વિના જાહેર ચળવળમાં જોડાય છે તે અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ થાય છે એટલે કે નથી પોતાનું શ્રેય કરી શકતા કે નથી બીજાનું સાધી શકતા. તેવા અનુભવ જ્ઞાન સાધન વિનાના તો ઉલટા લોકોને બોજારૂપ થઇ અનર્થ ફેલાવે છે. અલબત્ત એ વાત ખરી છે કે કાળનો આ સમયમાં લેશ પણ ભરોંસો નથી કે તે ક્યારે આવી ઉભો રહેશે. આગલા કાળમાં તો લોકો સત્યવાદી યમ નિયમવાળા પરોપકારી જીવો હતા તેથી માતાપિતાદિ વૃદ્ધની પહેલા જુવાનનું મરણ કદિ ન થતું પરંતુ વર્તમાન સમયમાં તો લોકો બહુધા કુડી કપટી મિથ્યાવાદી સ્વાર્થી ઇંદ્રિયાસક્ત રહ્યા છે તેથી જુવાન્ પહેલા મરે છે ને વૃદ્ધો જીવતા રહે છે; માટે માનુષ્યે સાવધ રહી કરવાના પરોપકારાદિના પુણ્ય કાર્યો કે પ્રભુ ભક્તિ આગળ ઉપર કે વૃદ્ધાવસ્થા માટે નહિ મુલત્વી રાખતા નિત્ય શક્તિ અનુસાર કર્યાજ કરવા; પરંતુ કોઇએ બીજાનું જોઇ પોતાનું ફુલણજી થઈ ટાળી ન દેવું અર્થાત્ ઘર ખાળી તીર્થ ન કરવા.

પુત્ર ! ગૃહસ્થાશ્રમનો વિધિ તેમજ ગુરૂ શિષ્ય અને પિતા પુત્રના ધર્મ તથા કસરત ચૌદ વિદ્યાદિ પણ તને સમજાવ્યા છે. આજે વખત ઘણો વીત્યો હોવાથી આટલેથી સમાપ્ત કરી તું કાર્યમાં જોડાઇ ઉપદેશેલા વિષયોનું અવકાશે મનન કરી કાલે પાછો વખતસર આવજે.

## પતિ પત્નીના ધર્મ.

પુત્ર—પૂજય પિતાજી ! આપના દિવ્ય ઉપદેશથી મારા હૃદયમાં અપાર આનંદ થઇ રહ્યો છે. હું કેમ જાણે સ્વર્ગીય સુખ અનુભવતો ન હોઉં ? એવી પ્રતીતિ થઇ રહી છે. આપે કૃપા કરી મારી ઘણી શંકા ટાળી મનુષ્ય ધર્મ સમજાવ્યો છે; પરંતુ હવે મારી ઇચ્છા છે કે મારે તેને પૂર્ણ રીતે શ્રવણ કરી કૃતાર્થ થવું. મારી વિનતિ છે કે આપ શ્રમથી કિંવા મારા અજ્ઞાનતા પૂર્વકના પ્રશ્નથી કંટાળી નહિ જતા. હવે મને પતિ પત્નીના ધર્મ જાણવાની જીજ્ઞાસા છે તો તે કૃપા કરી સમજાવો.

પિતા—પુત્ર ! મારા ઉપદેશની અસર તારા હૃદયમાં થાય છે ને તું વિશેષ જાણવાની ઇચ્છાથી મને પૂછે છે તેથી મને ત્રાસ ઉપજતો નથી પણ અનવધિ આનંદ થાય છે કે પમાત્મા એ મને તારા જેવો ઉર્ધ્વગામી પુત્ર આપ્યો. પુત્ર ! જે મનુષ્ય જ્ઞાની છે તે સુપાત્રે જ્ઞાન આપવામાં કદિ કૃપણ બનતો નથી, ઉલટું તેથી તો તેના જ્ઞાનમાં વૃદ્ધિ થાય છે. શાસ્ત્ર વિહિત માર્ગે પ્રશ્ન કરનાર જીજ્ઞાસુને જે જ્ઞાની કે વિદ્વાન્ ઉત્તર નથી આપતો તેને તારે ઢંગી પાખંડીજ સમજવો. અલબત આજકાલ કેટલાક એવા અલ્પ બુદ્ધિના નાસ્તિકો પાકયા છે કે જેઓ શાસ્ત્રવિરૂદ્ધ તર્ક કરી

વિદ્વાનોને વિચિત્ર–અમાનુષી પ્રશ્નો પૂછી સતાવે છે; જેમ કે વેદો ઇશ્વરના નિશ્વાસ રૂપે કેવી રીતે થયા? ભગવાન્ તો નિરાકાર નિરંજન નિર્ગુણ છે છતાં અવતારી–સાકાર કેમ થયા? કૂતરા બિલાડાને અડકીએ ને ઢેઢ ભંગીને કેમ ન અડકાય! શૂદ્ર સારા લક્ષણ વાળો વિદ્વાન્ હોય છતાં તે નાનો અને બ્રાહ્મણ મૂર્ખ રસોઇઓ હોય તો પણ તે પૂજ્ય એમ કેમ મનાય? પુરૂષો અનેકવાર અનેક પત્ની પરણે અને સ્ત્રીઓએ શા માટે એકજ વખત પરણી એક પતિ કરવો કિંવા સતી થવું કે વિધવા ધર્મ પાળવો? વગેરે પ્રશ્નો તેઓ શ્રદ્ધા તથા શાસ્ત્રના જ્ઞાન વિના પરધર્મના કુટિલ સંસ્કારોથી કરે છે તેવા કેટલાક પ્રસંગોએ જો તે મૂઢ કોઇ રીતે યુક્તિ પ્રયુક્તિથી સમજાવતા છતાં ન સમજે તો મૌન રહેવું પડે છે.કારણ કે તેવા ધૂર્ત સાથે નકામી માથાફોડ કિંવા વિતંડાવાદ કરી કાળક્ષેપ કરવાથી શું ફાયદો? વાદ અને સંવાદ અવશ્ય કરવો પણ તે શ્રદ્ધા સંપન્ન શાસ્ત્ર જ્ઞાન ધરાવનાર વિવેકી સજ્જનો સાથે. નાસ્તિકો સાથે તો ભેંસ આગળ ભાગવત્ જેવું ન કરતા સત્તાથીજ કામ લેવું. હવે હું તારા પ્રશ્નનો ઉત્તર આપું છું.

પતિ પત્નીનો ધર્મ ઉભયે જાણી લેવાની અતિશય જરૂર છે. જો મનુષ્યો તે જાણી આચરતા હોય તો આજે ઘરે ઘરે ક્લેશ કંકાસની હોળીઓ સળગે છે તે ન સળગે. પુરૂષ, માતા પિતા ગુરૂ સૂર્ય અને અગ્નિની સાક્ષીમાં પોતાને યોગ્ય એવી સ્વજાતિની કન્યા સાથે લગ્ન કરી પ્રતિજ્ઞા કરે છે કે આજથી હું તને અર્ધાંગના તરીકે પાળીશ. પત્ની એ ખરેખર પતિની અર્ધાંગના જ છે. બહારનો વ્યવહાર પતિ કરે છે ને ઘરનો વહીવટ પત્ની કરે છે. ઉભયના સંયોગથી પ્રજા ઉત્પન્ન થાય છે ને વ્યવહાર ચાલે

છે. પત્ની વિના પતિ કન્યાદાન આપી શકતો નથી ને યજ્ઞ કે અગ્નિ હોમનો વિધિ આચરી શકતો નથી. જેના ઘરમાં પત્ની નહિ તેનું ઘર સુનું અરે ઘર ઘરજ નહિ. શાણી પત્ની, પતિના કામ કાજમાં મંત્રી તરીકે કાર્ય કરે છે, ભોજન વખતે માતાના જેવા પ્રેમથી જમાડે છે, દુ:ખ આપત્તિમાં મિત્રની ગરજ સારે છે ને ભોગ વિલાસ વખતે રંભા અપ્સરા બને છે. તાત્પર્ય કે મનુષ્ય માત્ર ભોગ ભોગવવા કે છોકરા જણવા સારૂજ પત્નીને પરણતો નથી પણ વ્યવહાર સાથે પરમાર્થના કાર્યો કરી આ લોક તથા પર લોકનું નિત્ય અને સાચું સુખ સંપાદન કરવા માટે પરણે છે. પતિએ પત્નીને દેવી તરીકે આદર આપી પ્રેમથી તેની સાથે વર્તાવ કરવો, તેના શીલ ગુણ પાતિવ્રત્યનું રક્ષણ કરી તેની આજીવિકા ચલાવવી. તેનું ચિત્ત ચપળ પ્રકૃતિ અને શરીર કોમળ તથા સ્વભાવ ભોળો હોય છે તેથી બાલ્યાવસ્થામાં પિતાએ, વૃદ્ધાવસ્થામાં પુત્રે અને યુવાવસ્થામાં પતિએ રક્ષણ કરવાની જરૂર છે. સ્ત્રીનો પતિ જ ગુરૂ છે માટે તેને સતી ધર્મનું, ઘર કુટુંબની સંભાળનું, બાળક ઉછેરી ઉત્તમ સંસ્કાર પાડવાનું, આડોશી પાડોશી તથા ગામ અને જ્ઞાતિજનો સાથે મીઠાશ રાખી તેના સુખ દુ:ખમાં બનતી મદદ તથા સારી સલાહ આપવાનું, ગીતા રામાયણ ભાગવત મહાભારત અને આર્ય ભિષક્ વગેરે ધર્મ તથા વૈદકના સામાન્ય ગ્રંથો અવકાશે વાંચી જ્ઞાન આવડતામાં ઉમેરો કરી શકે એટલી વિદ્યા પતિએ પત્નીને ભણાવવી જોઇએ; પણ તેનાપર શંકા રાખી કટુ વચન કહીને કે કચકચ કરીને દુ:ખ દેવું ન જોઇએ. પીટયા રોયા વગેરે અશ્લીલ શબ્દો, માતા પિતા ભાઇ બેન સામે કર્કશ વાણી કે ફાવે ત્યાં

સ્વચ્છંદે હરવા ફરવા કે કુસંગ કરી ટોળટપ્પા મારવાની પતિએ પત્નીને છૂટ ન આપવી જોઇએ, અર્થાત્ પતિએ પત્નીનું યોગ ક્ષેમ તથા સર્વ પ્રકારે રક્ષણ કરી દૈવી આનંદ ઉભયે—દંપતીએ ભોગવી સ્વર્ગ મોક્ષના અધિકારી થવાય તેવા સત્કર્મ કરતા રહેવું જોઇએ.

પત્ની એટલે સ્ત્રી તો જયારથી તેના માતા પિતાની આજ્ઞાથી પતિ સાથે લગ્નના પવિત્ર સંબંધથી જોડાય છે ત્યારથી પતિ તેનું સર્વ પ્રકારે પાલન પોષણ રક્ષણ કરે છે માટે પત્નીનો ધર્મ તો એજ છે કે પતિની અનન્ય ભાવે સેવા કરી તેની આજ્ઞા પ્રમાણે વર્તવું. ઉત્તમ સ્ત્રી તે એ કે જે પતિ સિવાય બીજાને જગત્‌માં પુરૂષ તરીકે જુવે નહિ, મધ્યમ સ્ત્રી તે એ કે જે પર પુરૂષોને પિતાભાઇ સમાન લેખે અને અધમ સ્ત્રી તે એ કે પતિની બીકે વ્યભિચારાદિ પાપ કર્મો કરે નહિ, માટે પત્નીએ ઉત્તમ સ્ત્રીનો આદર્શ રાખી વર્તવું ઘટે. પતિવ્રતા સ્ત્રી એટલે મન વાણીને કર્મથી પતિને પરમેશ્વર તુલ્ય ગણી ભજવાવાળી પત્ની આખા જગત્‌માં વંદાય છે, સૂર્ય ચંદ્ર પણ તેનું ઉલ્લંઘન કરી શકતા નથી. પતિ અજ્ઞાની, પાપી, અપંગ, દુઃખ દેનાર, નહિ કમાનાર હોય છતાં સતી સ્ત્રીએ તો તેને દેવ માની સુકન્યા, નર્મદા, સાવિત્રી, અનુસુયા, સીતાની માફક તેને અનુસરવું. પતિ ચાહે તો દુષ્ટ બની વિના વાંકે માર મારે જયાં ત્યાં રખડે, ઘરમાંથી કાઢી મૂકે તોય પત્નીએ તેનો જરાય દોષ મનમાં ન લાવતા તે બધું સહન કરીને પણ પતિનું શુભ ઇચ્છવું. સવારમાં વહેલા પાંચ વાગે પતિના ઉઠયા પહેલા પત્નીએ ઉઠી નહાઇ ધોઈ પ્રભુ સેવા કરી લેઇ પતિને નહાવા માટે પાણી ને સંધ્યા પૂજાની સામગ્રી તૈયાર કરી મૂકવી,

બાદ સાસુ સસરા જેઠ દેર અને છોકરાવની સંભાળ લેવી. ઘર વાળી લીપી ગુપી અરીસા જેવું સ્વચ્છ કરવું અને ઘરની તમામ ચીજ વસ્તુ ગોઠવીને મૂકવી. ગાય ભેંસનું દુજાણું હોય તો હાથે છાણ ફેરવવી, નદી કે કૂવેથી પાણી ભરી લાવવું ને ઘંટીએ બેસી દરણું દળવું કારણ કે તે સ્ત્રીઓની સાચી કસરતો હોઇ શરીર સુદૃઢ અને નિરોગી બનાવે છે અને પૈસાનો બચાવ થાય છે. નવ બજે એટલે સુઘડતાથી રસોઇ શરૂ કરી ગોગ્રાસ તથા કૂતરાનો રોટલો કાઢી તમામ રસોઈ પ્રભુને અર્પણ કરી સાસુ સસરા પતિ જેઠ છોકરાવ અતિથિ વગેરેને જમાડી પછી પોતે જમવું. રસોઇનું અબોટીયું વગેરે વસ્ત્ર જૂદાજ રાખવા. બપોરે ચૂલો વગેરે લીપવું. પછી અનાજ સાફસુફ કરવું, ભરવું ગુંથવું કે ઘરના કપડાં સીવવા, નવી નવી વાનીઓ બનાવવાનું જાણી લેવું, પાંચ દશ સ્ત્રીઓને પડોશમાંથી એકત્ર કરી રામાયણ મહાભારત કે ભાગવતની કથા વાંચી જ્ઞાન લેવું દેવું; પરંતુ કદાપિ કોઇની કુથલી કરવી નહિ. સાંજે પણ સવારની માફક પવિત્રતાથી અને ભાવથી રસોઇ કરવી ને દીવાબત્તી થયા પછી સૌને જમાડી જમવું. ઘરમાં રાત્રે કથા કીર્તન થતાં હોય તો તે સાંભળી સૌને બિછાના કરી આપી સુવાડવા ને પોતે સાસુ તથા પતિના પગ દાબ્યા પછી સુવું. પતિને વિનયથી તેના વેપાર ધંધાના ખબર પૂછી સારી સલાહ આપવી ને ઘરના કહેવા જેવા ખબર કહેવા. કોઇ દિવસ પતિ પાસે ચાડી ચુગલી કરી તેને તેના કુટુંબીઓ સાથે વેર કરાવવું નહિ. સાસુ સસરા કટુ વચન કહે તો સાંખી લેવું પણ સામે કદિ કહેવું નહિ. એકલા કયાંય ઘર બહાર જવું નહિ. પરપુરૂષ સાથે એકાંતમાં ઉભી વાત કરવી નહિ, દેવ દર્શન કે નાત જાતમાં જ્યાં ક્યાંય જવાનું હોય ત્યાં પતિ કે સાસુ સસરાની આજ્ઞા લઇનેજ જવું

ને જવું તો સાદા સુશોભિત મજબુત વસ્ત્ર પહેરીને જવું. હમણાંની ફેશન પ્રમાણે પાતળાં બે દિવસ ટકી પૈસાનું પાણી કરનારા અને અર્ધું અંગ નગ્ન દેખાડી શિયળતામાં ભંગ પાડનારા કપડા તો કદી ન પહેરવા. માતા પિતા કે ભાઇને ઘેર જવાની વિશેષ ઇચ્છા ન કરવી, કદાચ કોઇ વખત જવું તો પોતાના ઘરની એક પણ વાત ન કરવી.

પરણ્યા પછી તો સ્ત્રી સાસરેજ પતિના સાનિધ્યમાં જ શોભે. ઘરનો વ્યવહાર કરકસરપણે ચલાવી દ્રવ્ય સંગ્રહવું, જેથી તે સુખ દુઃખના પ્રસંગે કામ લાગે; કારણ કે કોઇને સંસારમાં બધા દિવસ એક સરખા જતાં નથી. પુત્ર પુત્રીને ઉત્તમ આચાર શીખવી આજ્ઞાંકિત બનાવવા અને જે પ્રકારે પતિને સુખ મળે, તેની કીર્તિ ફેલાય, પ્રભુ પામવાને માટે ભક્તિ તથા પરોપકાર થાય તે રીતે પત્નીએ વર્તી પોતાના જન્મને સફળ કરવો.

જે ઘરમાં પતિ પત્ની આવી રીતે પોતપોતાના ધર્મ સમજી વર્તે છે ત્યાં નવ નિધિ અને અષ્ટ સિદ્ધિ આવી વસે છે. આવા પરમ પવિત્ર સર્વોત્તમ દંપતી ધર્મની મર્યાદા ન સમજી કેટલાક અવળી મતિના લોકો ખરાબ શિક્ષણ સહવાસ તથા વાતાવરણને પ્રતાપે બહેકાઇ સ્ત્રીઓને પુરૂષની માફક સમાન હક, છુટાછેડા તથા સ્વતંત્રતા આપવાની હિમાયત કરી ઘર પુરૂષનો સંગ કરાવી જાહેરમાં માથડાપર ઉભી રાખે છે એ તેઓની ભયંકર અજ્ઞાનતા અને અધમતા છે. તેથી સ્ત્રીઓના જેવા સુખ અને પવિત્રતાનો નાશ થાય છે. સ્ત્રીઓને સમાન હક ને સ્વતંત્રતા બક્ષી મ્યુનિસિપાલિટી, ધારાસભા, કોંગ્રેસ, કોન્ફરન્સ કે સભામાં ભટકતી કરી શું તેને સ્થાને તેવી નફટ હિમાયત

ફરવાવાળા પુરૂષો થાણગે સાડી ચુડી પહેરી, છોકરા જણી; રસોઇ કરી, સ્ત્રી મહાશયોને જમાડવાના છે કે ? અર્થાત્ આવી અવિચારી–આનંદમાં વિષ રેડનારી વાતો આપણા પવિત્ર હિંદુ સમાજમાં ન ફેલાવવી ઘટે, ને કદાચ કોઈ દુષ્ટ થઇ ફેલાવે તો તત્કાળ તેને સખ્ત શિક્ષા કરી અટકાવવો જોઇએ.

પુત્ર ! દંપતીનો ધર્મ યથાર્થ રીતે તને કહ્યો. તું તે પ્રમાણે વર્તી સુખી થા, બોલ હવે તારે બીજું શું વિશેષ સાંભળવાની ઇચ્છા છે !

---

## ભાઇ ભાઇના ધર્મ.

પુત્ર—પિતાજી ! હવે મને ભાઇ ભાઇના ધર્મ સાંભળવાની ઇચ્છા છે. પતિ પત્નીના ધર્મ સાંભળ્યા; પરંતુ તેમાં મને એક વાત જાણવાની જીજ્ઞાસા રહે છે કે પતિ મરી ગયા પછી પત્નીએ શું કરવું ? શું તેણે પુનર્લગ્ન કરી લેવું કે વૈધવ્ય પાળવું ? તે કૃપા કરી આપ સમજાવો.

પિતા—પુત્ર ! કોઇ મહા પાપના યોગે જે સ્ત્રીનો પતિ સ્વર્ગવાસ પામે તે સ્ત્રીએ પતિ પાછળ સતી થવું. પતિ પાછળ સતી થનાર સ્ત્રી સીધી સ્વર્ગે જઈ શકે છે. સતી થનાર સ્ત્રીઓની અક્ષય છે. તેના આશીર્વાદથી લોકોનું પરમ કલ્યાણ થાય છે. સતી થનાર પોતે તરે છે, પતિને તારે છે ને માતા પિતા તથા પતિના કુળને પણ તારે છે. હિંદુઓના કમનસીબની વાત છે કે હિંદુ રાજાઓની સત્તા નષ્ટ થતાં પછી અકબર ઔરંગઝેબ આદિ મુસલમાનોને ને પછી અંગ્રેજોનો અમલ ચાલુ થતા સતી થવાની

પ્રથા હમણા અસ્તિત્વમાં રહી નથી છતાં ઘણી પતિવ્રતા સ્ત્રીઓ એક નહિ ને બીજા રૂપમાં પણ સતી થાય છે. યદિ કોઇ નબળા મનની સ્ત્રી સતી ન થઇ શકે તો તેણે કઠોર વૈધવ્ય ધર્મનું પાલન કરવું જોઇએ. વિધવા સ્ત્રીએ તમામ અલંકારો ઉતારી સાદા વસ્ત્ર પહેરવા, પર પુરૂષનું મુખ કદિ ન જોવું, પતિ તથા પ્રભુની છબી રાખી એકાંતમાં સ્મરણ કરવું, સાત્વિક ખોરાક એક વખત લેવો ને એકાદશી, રામનવમી જન્માષ્ટમી વગેરે વ્રત ઉપવાસ કરવા; પરંતુ પુનર્લગ્નની તો કદિ ઇચ્છા પણ કરવી નહિ. પુનર્લગ્ન કરનાર કરાવનાર શૂદ્ર ગણાય છે ને તેથી વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે. આજકાલ જેઓ પુનર્લગ્નની વાતો કરે છે તેઓ કાંતો ધર્મભ્રષ્ટ, વર્ણસંકર, નાસ્તિક હોય છે અથવા તો તેની નાલાયકાતને લઇ તેઓને ક્યાંયથી કન્યા નહિ મળતી હોય, બાકી ઉચ્ચ વર્ણના ધર્મપરાયણ મનુષ્યો તો કદાપિ તેવો બકવાદ સાંભળવા પણ ખુશી હોતા નથી. પુત્ર હયાત છતાં જે કેટલાક માબાપો દીકરાની વહુને દુ:ખ આપે છે તેઓ પુત્રના મરણ પછી તો વિધવાને બહુ સતાવે છે, કોઇ કોઇ તો ગાળો આપી, માર મારી, ખાવાનું પણ આપતા નથી; એ તેઓનો એક મહાન્ અપરાધ છે, ભયંકર ક્રૂરતા છે. એવો અપરાધ તથા ક્રૂરતા અટકવી જોઇએ; નહિતર તેના પાપે અને (વિધવાના) શાપે તેવા શતકીઓના કુળનો સમૂળગો વિનાશ થશે. બાકી તો આજકાલ જે અનેક સ્થળે સ્ત્રીઓને વિધવા થતી આપણે નિહાળીએ છીએ તે કન્યાના તથા માબાપ અને ભાઇના દોષનુંજ પરિણામ છે. ગુજરાત, કાઠિયાવાડ ને બીજે કેટલેક સ્થળે કન્યાના નરાધમ માબાપ તથા ભાઇઓ કન્યાદાનનું મહાત્મ્ય ભૂલી, કન્યાને માંસનો લોથો સમજી વેચે છે, કન્યાવિક્રય કરી પોતાનું પાપી પેટ ભરે

છે. કન્યાનું હિતાહિત નહિ જોનાર તે રાક્ષસરૂપ પિતા તથા ભાઇઓ જે કોઈ વધારે પૈસા આપી ખરીદવા ઇચ્છે છે તેને આપે છે, પછી તે વૃદ્ધ હોય, રોગી હોય કે દુષ્ટ દુરાચારી અશક્ત હોય વૃદ્ધ રોગી કે વ્યસની અશક્ત પુરૂષ બાળક કન્યાને પરણે તો છે પણ તે લાંબી આયુષ્ય ભોગવી શકતો નથી તેથી બાળ કન્યાને રંડાપો પ્રાપ્ત થાય છે, માટે અનિષ્ટ નિવારવા સારૂ જ્ઞાતિ આગેવાનોએ કન્યાવિક્રય અને વૃદ્ધ લગ્ન તાબડતોબ અટકાવવા જોઇએ.

પુત્ર ! સાંભળ, હવે હું તને ભાઇ ભાઇના ધર્મ કહું છું. સગા ભાઈ એ એકજ માતા પિતાનું રૂધિર હોઈ એકજ આત્મા ગણાય, તેમાં જરાય અંતર નથી. ભાઇના સુખે સુખી અને દુઃખે દુઃખી થવું એ બીજા ભાઈની ફરજ છે તેવીજ રીતે ભાઇના છોકરા તે પોતાના છોકરા બરોબર ગણાય. દુનિયામાં તમામ વસ્તુ મળે છે પણ સગા માતા પિતા કે ભાઇ ક્યાંય મળતા નથી. વડીલ ભાઇ પિતાને સ્થાને અને નાનો ભાઇ પુત્રને સ્થાને ગણાય છે માટે અવસ્થાના પ્રમાણમાં એક બીજાએ પ્રેમ અને પૂજ્યભાવ રાખી પરસ્પરને સુખ થાય તેમ વર્તવું. ભાઇથી સ્વાર્થ કે ભિન્નતા કદિ ન રાખવી, પોતાનું મેળવેલું હોય કે માતા પિતાનું હોય તે તેનુંજ સમજવું. યુગના પ્રભાવે આજકાલ ભાઇ ભાઈ વચ્ચે ભયંકર સ્વાર્થે તથા કુસંપે ઘર કર્યું છે એ એક મહાન્ કુટિલતા હોઇ વહેલા મોડી વિનાશની આગાહી સૂચવે છે. આગળ સગા ભાઇઓ તો શું પરંતુ પાંચ પાંચ પેઢીનું સો માણસનું કુટુંબ એક સાથે નભતું હતું છતાં તેઓમાં બિલકુલ સ્વાર્થ કે ભેદભાવ જોવામાં આવતો નહિ, જયારે આજ તો માત્ર બે ભાઇઓ સાથે નભી શકતા

ભાવી. ભાઇઓ જ્યાંસુધી પરણ્યા ન હોય ત્યાંસુધી તો ભેળા [illegible] જેવા [illegible] થાય છે ને વહુઓ ઘરમાં આવે છે કે તુરત કંકાસ શરૂ થાય છે ને થોડા વખતમાંજ જૂદા પડે છે. બીજ પારકા ઘરની છોકરીઓ ઉંધુ ચતુ યુક્તિ પ્રયુક્તિથી ભરાવી ભોળા ભાઇઓને એક બીજા વચ્ચે અથડામણ કરાવી સદાને માટે [illegible] કરાવે છે. એક વખત જૂદા થયા પછી સાજે માંદે પણ એક બીજાની ખબર લેવાતી નથી. અત્યારે તો ઘણી જગ્યાએ એક ભાઇ ધનપતિ હોઇ હજારો રૂપિયા ઉડાવી મજા માણે છે ત્યારે બીજાને અન્ન વસ્ત્રના પણ સાંસા પડે છે છતાં સાધન સંપન્ન ભાઇ નિરાધાર સગા ભાઇની પ્રત્યે કર્તવ્ય કે ઉદારતા કિંચિત પણ બતાવતો નથી એ એક પિશાચીપણું છે. તેવા દ્રવ્ય અને સત્તા કીર્તિને હજારોવાર ધિક્કાર છે કારણ કે તે મનુષ્યને તેના ખરા કર્તવ્યથી વંચિત્ કરી નરક તરફ ખેંચી જનાર છે. પુત્ર ! તારે કાચા કાનના થઇ કદાપિ સ્ત્રીઓની વાત કાને ધરવી નહિ. તેવી હલકી વાત કરનાર કે પક્ષપાતી આચરણ કરનારને સખ્ત ઠમકો આપી તેનું કર્તવ્ય સમજાવી, ભાઇઓ સાથે રહી, સંપ સલાહથી વર્તી એક બીજાને સુખે સુખી અને દુઃખે દુઃખી થજે; એવી મારી તને સલાહ છે. કદાચ ભાઇઓ અપરાધ કરે અને તને ત્રાસ આપે તો પણ તું સહન કરજે ને સારી સલાહ આપતો રહેજે એટલે થોડા કાળમાંજ તેઓ પસ્તાઇ સુધરી જશે ને તને દેવ તરીકે સમજી આદર આપશે.

---

# મિત્ર ધર્મ.

પુત્ર—પિતાજી ! આપની આજ્ઞાનુસાર ભાઈઓ સાથે પ્રેમ રાખી વર્તીશ પરંતુ મિત્ર સાથે મારે કેમ વર્તવું ? તે કૃપા કરી સમજાવો.

પિતા—પુત્ર ! મિત્ર જો સન્મિત્ર હોય તો તે સગા ભાઈ બરોબર છે અને કેટલીક વાર તેથી અધિક પણ છે કારણ કે સમાન શીલ ગુણ સ્વભાવ યોગ્યતાવાળા મિત્રોની આગળ ગુપ્ત વાત દર્શાવી શુભ સલાહ અને સહાય પણ મેળવી શકાય છે, પરંતુ આજકાલ તેવા મિત્રો મળવા દુર્લભ છે. અત્યારે તો મતલબી તાળીઆ દોસ્તદાર સર્વત્ર દષ્ટિએ પડે છે. તેવાઓની દોસ્તી કરી તોય શું ને ન કરી તોય શું ? મૂર્ખ મિત્ર કરતા તો ડાહ્યો દુશ્મન ભલો માટે મૂર્ખની સાથે તારે કદિ સ્નેહ કરવો નહિ. દુનિયામાં પ્રાણીમાત્ર પર પ્રેમ રાખવો, કોઈની સાથે શત્રુવટ કરવું નહિ, એટલે કે ખાસ દોસ્તી તમામ સાથે બાંધવાની મમતા રાખવી નહિ પરંતુ કર્મ ધર્મ સંજોગે ઉત્તમ લક્ષણવાળો વિવેકી, વિદ્વાન્ અને ઉચ્ચાભિલાષી બુદ્ધિમાન્ સજ્જન મળી આવે તો તેને હળવે હળવે સારી પેઠે ઓળખી તેની સાથે શુદ્ધ સ્નેહથી સંબંધ જોડવો. સ્નેહ સંબંધ બાંધ્યા પછી અહર્નિશ તેનુ મંગળ ઈચ્છી પ્રસંગ પરત્વે બનતી સહાય સલાહ આપવી, પણ તેની પાસેથી કદિ સ્વાર્થની આશા રાખવી નહિ. દુર્દૈવે કદિ મિત્રની બુદ્ધિ ભ્રષ્ટ થાય કિંવા તે દરિદ્રી બને અને પોતાનો ભાગ્યોદય થતાં સમૃદ્ધિ આવી મળે તો પણ તેની સાથેનો સંબંધ તોડવો નહિ તેમ તેવા પતિત કે કંગાલ બનેલ મિત્રથી શરમાવું

નહિ પરંતુ તેને સારી શિખામણ અને નિર્વાહનું સાધન આપી કામ ધંધે લગાડી પોતાની બરોબર કરવા તજવીજ કરવી.

તું સૌ સાથે હળી મળીને ચાલજે, પરંતુ કોઇ સાથે મૈત્રી બાંધે તો ઉપર જણાવ્યા પ્રમાણે શીલ, ગુણ, વિદ્વત્તાવાળા સન્મિત્ર સાથેજ બાંધી ઠેઠ સુધી નિભાવજે.

## ઉદ્યમ.

**પુત્ર—**પિતાજી! યુરોપ અમેરિકામાં મનુષ્યો ઝપાટાબંધ આગળ વધી શકે છે પરંતુ આપણા દેશમાં ઘણા ઘણા ફાંફાં મારવા છતાં દેશજનો કેમ વધી શકતા નથી? શું રેંટીઓ ફેરવવાથી આગળ વધી શકશું નહિ? કૃપા કરી તે વિષે સમજાવો.

**પિતા—**પુત્ર! અન્ય દેશના લોકો નવી નવી શોધો કરી, વેપાર વાણિજ્ય ખીલવી, સત્તા અને સંપત્તિ વધારી શકે છે તેનું કારણ માત્ર ઉદ્યમ છે, જ્યારે આપણા ભાઇઓ અવનતિ પામ્યા છે ને વધારે પામતા જાય છે તેનું કારણ આળસ અને ગાડરની માફક ગતાનુગતિક પણું છે. અમેરિકને ક્ષણ પણ નકામી ગુમાવ્યા વિના ઉત્તમ વાંચી વિચારી નવું નવું શોધી સુખ ઐશ્વર્ય ભોગવે છે ત્યારે આપણા લોકો વખત પસાર કરવાના ઉપાયો શોધી, કાંઇક કાર્ય આવે તો કહે છે કે, એવી તે શું ઉતાવળ છે, આવતી કાલે શાંતિથી થશે, આજ તો નિરાંતે વાતો કરવા દે. આવી પ્રકારની મનોવૃત્તિ હોય ત્યાં શી રીતે ઉદય થાય? વળી કોઇ નવો વેપાર કે ઉદ્યોગ તો શોધતોજ નથી અંગ્રેજી ભણેલા ગ્રેજ્યુએટો તો ઓફિસની નોકરી કરવા માટેજ સરજાયા છે પણ દેશી ભાષા

જાણનારા ભાઇઓનેય નવું સૂઝતું નથી. તેઓ કાં તો કોઇની કાપડની દુકાન જોઇને તે કરે છે, ફરીઆણાની જોઇને તે કરે છે ને સટ્ટો જોઇને તે કરે છે. જે મનુષ્યને ઉંચ પદે ચડવાનો મનોરથ હોય તેણે આળસ ત્યજી, ગાડરીઆ પ્રવાહે ન જતાં શાંતિથી વિચારી નવો લોકોપયોગી ધંધો શોધી કાઢી તેની પાછળ ખંતથી ઉદ્યમ કરવો જોઇએ. જો કે સરકારની આડખીલી તથા પરદેશીઓની હરીફાઇ તો છેજ છતાં પણ આપણા દેશમાં ઉદ્યમ માટે વિશાળ ક્ષેત્ર છે. ઇશ્વરની કૃપાથી મનુષ્ય જરૂરીઆતની સર્વ ચીજ હિંદુસ્થાનમાં પેદા થાય છે. રૂ, ઉન, રેશમ, શેરડી, હરડા બેરડા, આંબળા, ચંદન, એલચી, તીખા લવીંગ, જાવંત્રી, તજ, તથા અનેક જાતનું અનાજ અને લોઢું વગેરે ધાતુ અનર્ગળ ઉત્પન્ન થાય છે. પરંતુ આપણે બુદ્ધિ લગાડી તેની પાછળ ઉદ્યમ નહિ કરનારા હોવાથી તેનો લાભ યુરોપ અમેરિકા જાપાનના લોકો લે છે. દેશની તમામ ઉપર દર્શાવેલી કાચી જણસો ત્યાં જાય છે ને તેઓ તેને પાકી બનાવી તેપર અનેક ગણો નફો ચડાવી પાછી અહીં વેચવાં મોકલે છે ને તે માલ આપણે મુકાદમ તથા મજુર તરીકે સ્ટીમરમાંથી ઉતારી દલાલ આડતીઆ તરીકે વેચીએ છીએ, એટલે એક રીતે કહીએ તો આપણે પરાધીન ગુલામ અને દેશદ્રોહી પણ નિવડયા છીએ. ઉદ્યમના અભાવે દેશ આખો ગરીબ બની ગયો છે. ત્રણ કરોડ માણસો તો નિત્ય અડધા ભૂખ્યા અને અડધા નાગા રહે છે. દેશની આર્થિક સ્થિતિ સુધારવાને માટે રેંટીઓ બિલકુલ કાર્યસાધક ઉપાય નથી. તે આખો દિવસ ફેરવાય ને રૂ કંતાય તો ફક્ત બે આનાની ઉત્પન્ન થાય ત્યારે ગરીબમાં ગરીબ માણસને રોજનો રૂપિયો એક ખર્ચવા જોઇએ છીએ. આગલા કાળમાં જ્યારે દેશ સ્વતંત્ર હતો ને ચીજ

વસ્તુ તદ્દન સસ્તી મળતી હતી તે વખતે વૃદ્ધ અને રાંડીરાંડ સ્ત્રીઓ વખત કાઢવાને માટે રેંટીઓ ફેરવતી પરંતુ દેશકાલ પરિસ્થિતિનો લેશ પણ વિચાર કર્યા વિના કેવળ ઘેલછાથી બધાય ઉદ્યોગ ધંધા છોડી સર્વ પુરૂષોને સુતર કાંતવાની ભલામણ કરવી એ બિલકુલ મૂર્ખતા છે. રેંટીઆની હિમાયતથી દેશના તમામ વેપાર હુન્નર ઉદ્યોગ કળા કૌશલ્યનો નાશ થયો છે ને પરદેશીઓને વધારે ફાવવાની તક મળી છે. રેંટીઓ ફેરવવાનું કામ એ પુરૂષને વ્યંડળ બનાવનારૂં હોઇ તેવા અધમ આંદોલન પ્રેરનાર અને પ્રવૃત્તિ કરાવનારનો જેમ બને તેમ સત્વર લોકોએ બહિષ્કાર કરવો ઘટે. લોકોએ જો ખરેખર ધનવાન્ અને સુખી બનવું હોય તો પરદેશ કાચી ચીજો મોકલવાનું અટકાવી ત્યાંથી તૈયાર આવતી સઘળી ચીજો બંધ કરી પોતાના દેશની જરૂરીઆતની વસ્તુઓ જે પરદેશથી આવે છે કે આપણે મંગાવીએ છીએ તે સર્વ આપણાં દેશમાં બનાવવાના ઉદ્યમમાં બુદ્ધિમાનોએ લાગી જવું. તેમ લોકોએ પરદેશી વસ્તુની વપરાશ છોડી સ્વદેશી વાપરવાનો નિશ્ચય કરવો જોઇએ તથા તેવા ઉદ્યોગનો અભ્યાસ કરનાર કે ખીલવવાનો પ્રયત્ન કરનારને શ્રીમંતોએ સહાયતા આપવી ઘટે.

---

## પરોપકાર.

પુત્ર—પિતાજી! આપ વારંવાર પરોપકાર બુદ્ધિથી કાર્ય કરવાનું કહો છો તો પોતાનું હિત ન કરતા બીજાનું હિત એટલે પરોપકાર શા માટે કરવો? તે કૃપા કરી સમજાવો.

**પિતા**—પુત્ર ! પોતાનું હિત તો જરૂર કરવુંજ. જે પોતાનું હિત કરી શકતો નથી તે બીજાનું કદાપિ કરી શકતો નથી પરંતુ પોતાનું કર્યા પછી બીજાનું કરવામાં ઘણો લાભ છે. ઇશ્વરે બુદ્ધિ, શક્તિ, વિદ્યા જ્ઞાન, દ્રવ્ય, સત્તા, લાગવગ કે જે કાંઈ આપ્યું હોય તેનો પરહિતાર્થ ઉપયોગ કરવાથી સામાની આશિષ મળે છે, કીર્તિ ફેલાય છે, ને તે પરોપકારી પુરૂષ ઉપર પ્રાણી માત્ર પ્રેમ રાખી તેનું શ્રેય ઇચ્છે છે. પરોપકારાર્થે જે ચીજ વપરાય છે તે કદાપિ ઘટતી નથી પણ ઉલટી વૃદ્ધિ પામે છે. પ્રભુનો સર્વત્ર વાસ છે ને તે પ્રાણી માત્રના હૃદયમાં બિરાજે છે માટે દુ:ખી દર્દીને મદદ કરવાથી સ્વયં પ્રભુ પ્રસન્ન થાય છે. વિશેષ વિચારતા પરોપકાર કરવાથી મનુષ્ય બીજાના ઉપર ઉપકાર કરતો નથી પણ પોતા ઉપરજ કરે છે, કારણ કે તેથી ત્યાગવૃત્તિ-વૈરાગ્ય ભાવનાનો ઉદય થાય છે. પ્રભુને પામવા માટે વૈરાગ્યની ખાસ જરૂર છે જયાં સુધી મનુષ્યના ચિત્તમાં સાંસારિક પદાર્થોપર પ્રીતિ હોય ત્યાં સુધી વૈરાગ્ય ઉપજ્યો ગણાય નહિ ને વૈરાગ્ય ઉપજયા વિના અંત:કરણની શુદ્ધિ થાય નહિ ને અંત:કરણ પવિત્ર થયા વિના આત્મજ્ઞાન પ્રકટે નહિ-પ્રભુ દર્શન થાય નહિ માટે ત્યાગવૃત્તિ કેળવવા સારૂ પણ પરોપકાર કરવાની જરૂર છે. શ્રીહરિજ સર્વનું રક્ષણ પોષણ કરે છે પરંતુ જો વ્યાવહારિક દૃષ્ટિથી વિચારાય તો એક એકના આશ્રય-સહાય-ઉપકારથીજ મનુષ્યો જીવે છે. ખેડુત અનાજ આપી જીવાડે છે તો વેપારી તેને કાપડ વગેરે આપી જીવાડે છે; રાજા ચોર લુટારૂથી બચાવ કરી જીવાડે છે તો પ્રજા કર આપી રાજાને જીવાડે છે બ્રાહ્મણો જ્ઞાન આશીર્વાદ આપી જીવાડે છે તો લોકો તેને દાન આપી જીવાડે છે. તાત્પર્ય કે પરસ્પરના આશ્રયે જગતની ઘટ

માળ ચાલી રહેલી છે. નદી, વૃક્ષ વગેરે સતત પરોપકાર કરી રહ્યા છે. નદી તરસ્યાને પાણી અને વૃક્ષ થાકેલા ભૂખ્યા મનુષ્યને શિતળ છાયો તથા ફળ ફુલ કોઈ પણ બદલાની આશા વિના આપી પરોપકારનો પાઠ શીખવી રહ્યા છે, માટે મનુષ્યોએ હમેશા પરોપકાર કરતા રહેવું. પરોપકાર કરનારે માત્ર એકજ વાતનો વિવેક રાખવાનો છે કે દેશકાળને પાત્ર જોઇ સુપાત્રેજ પરોપકાર કરવો જેથી તે ઉભયનું હિત કરે છે. પાત્ર જોયા વિના કોઈ આતતાયી-ચોર, લૂટારૂ, ગાયહિંસક, ધર્મ ધ્વંસક, કે દુરાચારી દુષ્ટ પર દયા બતાવી ઉપકાર કરવામાં આવે તો તે ઉલટું બમણું દુષ્કર્મ કરશે એટલુંજ નહિ પણ તેના પાપનું ફળ તેને વગર વિચારી સહાય કરવાનેજ લાગશે. તાત્પર્ય કે પાત્ર જોઇ સુપાત્રેજ શક્તિ અનુસાર પરોપકાર કરતા રહેવું.

પુત્ર કાંઈ પૂછવાની ઇચ્છા કરતો હતો ત્યાં પિતાએ કહ્યું કે આજે આટલેથી સંતોષ માની તારા કર્તવ્યમાં લાગીજા. ઉપદેશેલા વિષયો પર રાત્રે મનન કરી આવતી કાલે સવારે આવજે.

## અહિંસા વ્રત.

પુત્ર—પિતાજી ! આપના અનુગ્રહથી મને ઘણા ઉપયોગી વિષયોનું જ્ઞાન થયું પણ અહિંસા વ્રત જે પરમોધર્મ કહેવાય છે ને જેને માટે નેતાઓ બહુ ભાર દઇ દઇને લોકોને ઉપદેશ કરે છે તે વિશે તો આપે કાંઇ કહ્યું નહિ. શું તે વ્રત મનુષ્યે સર્વસ્વના ભોગે પણ પાળવું ! કૃપા કરીને તે વિશે સમજાવો.

પિતા—પુત્ર ! સનાતન ધર્મ ગ્રંથોમાં અહિંસાનો મહિમા

થણો મોટો વર્ણવ્યો છે, એ વાત ખરી છે. પ્રાણી માત્રને આપણા જેવો આત્મા છે ને જેમ આપણને કોઇ મારે કે કટુ શબ્દ કહે તો દુ:ખ થાય છે તેમ બીજા જીવોને પણ થાય જ. વળી પ્રભુ સર્વત્ર બિરાજે છે તેથી કોઇ પણ જીવ જંતુને દુ:ખ દેતા પ્રભુ નાશાજ થાય છે એમાં જરાય સંદેહ નથી. ઉદર પોષણાર્થે કોઇ મનુષ્યનો કે જીવ જાનવરનો ઘાત કરવાથી મહા દોષ લાગે છે એથી ધર્માત્મા પુરૂષો માંસાહાર બિલકુલ કરતા નથી એટલું જ નહિ પણ તેને ધિક્કારે સુદ્ધાં છે. મનુષ્ય કે જીવ જાનવર પશુ પંખીને આપણા તરફથી નિર્ભયતા પ્રાપ્ત થતાં તેઓ સૌ આપણા પર પ્રેમ કરી આપણાં અંગ ઉપર કે આંગણામાં આવી ખેલવાનું નિર્દોષ ચેષ્ટા કરવાનું મેં અનેક સ્થળે જોયું સાંભળ્યું છે; પરંતુ જૈનો બૌદ્ધો તથા હમણાના કહેવાતા નેતાઓ અહિંસાનો અર્થ કરી જે ઉપદેશ કરી રહ્યા છે તે તદ્દન મિથ્યા અને અનર્થકારક છે. તેઓ અહિંસાની હિમાયત કરે છે પણ તેનું સ્વરૂપ કે ભેદ જાણતા નથી અને ઉલટી વિશેષ હિંસા કરાવી અહિંસાનો લોપ કરાવે છે. યજ્ઞયાગ નિમિત્તે પશુઓનું બલિદાન અપાય તેમાં જરાય હિંસા દોષ લાગતો નથી કિંતુ અહિંસા વ્રત પાળવા જેટલું પુણ્ય થાય છે. રાજા સિંહ વાઘનો શિકાર કરે તો તેથી તેને બિલકુલ હિંસા દોષ લાગતો નથી. રાજા જો શિકાર ન કરે તો તેવા ક્રૂર પ્રાણીઓનો ત્રાસ વધી જાય ને રાજાને પણ યુદ્ધનો અભ્યાસ ન રહેવાથી હિંસક પ્રાણીઓ સાથે દુશ્મન ચોર લૂટારૂનો જુલમ વધી જાય એટલે તેનાથી પ્રજા રક્ષણ પણ થઇ શકે નહિ. આત્મ રક્ષણ, સ્ત્રી બાળક અને કુટુંબનું રક્ષણ, વેદશાસ્ત્ર તથા દેવ મંદિર મૂર્તિઓનું રક્ષણ, ગો બ્રાહ્મણ રક્ષણ તથા જાતિ ધર્મ અને દેશ રક્ષણ નિમિત્તે મરવા મારવાથી—શત્રુને મારવામાં આવે

તો મારનારને લેશ માત્ર પણ હિંસા દોષ લાગતો નથી. નવા નવા પાખંડ ધર્મ અને પાખંડી આગેવાનોના જૂઠા અવિચારી ઉપદેશથી આપણે હિંદુઓએ હિંસા અહિંસાનું સત્ય સ્વરૂપ સમજયા વિના ઘણો અનર્થ થવા દીધો છે. અરે ! જાતિ ધર્મ તથા દેશનું સત્યાનાશ થવા દેઇ ઘોર હિંસા વધારી દીધી છે. સામાની સાથે આપણે પ્રેમથી અને માણસાઇથી વર્તીએ છતાં જો તે દુષ્ટતાથી વર્તી આપણું સર્વસ્વ હરી આપણો નાશ કરવા આવે તો તત્કાળ આપણે તેનો નાશ કરી નાખવો. તેવે વખતે સહનશીલતા કે અહિંસા વ્રત રાખી બેસવું એ ભયંકર હિંસા અને સ્પષ્ટ બાયલાપણું છે. તને ખબર નહિ હશે કે એ અહિંસાના દુષ્ટ પ્રચાર તથા ઉપદેશથીજ હિંદુઓ અત્યારે સાવ નિર્માલ્ય ભીરૂ હીચકારા બની ગયા છે ને તેથી તેનો ગેર લાભ લઇ ખ્રિસ્તી પાદરીઓ, આગાખાનીઓ તથા મુસલમાનો હિંદુ ધર્મની ઘોર નિંદા કરી હજારો અને લાખો હિંદુઓને સામ દામથી ને છેવટે બળજબરાઇથી પણ વટલાવી રહ્યા છે. અરે! મુસલમાનો તો એવું રાક્ષસી રૂપ ધારણ કરી વર્તવા માંડયા છે કે તેઓએ મલબાર મુલતાન દિલ્હી નાગપુર લખનૌ ગુલબર્ગા પાણીપત અને કોહાટ આદિ સ્થળે હજારો હિંદુઓને માર મારી વટલાવી, સ્ત્રીઓની લાજ લૂંટી, મંદિરો તથા દેવમૂર્તિઓને ભાંગી તોડી, કરોડોની મિલકત તથા મકાન લુંટી બાળી અનહદ અમાનુષી જુલમ વર્તાવી મૂકયો છે ને જો હિંદુઓ હિંદુ ધર્મ ત્યજી મુસલમાન ધર્મ સ્વીકારી કુરાન કલમા નહિ પઢે ને મુસલમાનોને દીકરીઓ નહિ પરણાવે તો તેઓ હિંદુઓનો સમૂળગો નાશ કરી મુસલમાની રાજ હિંદમાં સ્થાપવાનું ખુલ્લે ખુલ્લું કહી રહ્યા છે છતાં બુદ્ધિ અને કર્તવ્ય ભ્રષ્ટ હિંદુઓ, આગેવાનો, રાજા મહારાજાઓ, શાસ્ત્રી

પંડિતો, વિદ્વાનો તથા શ્રીમંતો જાગ્રત થઇ આત્મ રક્ષણ કરતા નથી અને અહિંસા તથા સહનશીલતાની મિથ્યા વાતો કરે છે તેવાને હજારોવાર ધિક્કાર ઘટે છે. પુત્ર ! મારો તને તથા પ્રત્યેક હિંદુને આગ્રહપૂર્વક ઉપદેશ છે કે જો તમે પૃથ્વીપર મનુષ્ય તરીકે માનભર જીવવા માગતા હોવ તો પ્રેમ રાખે તેની સાથે પ્રેમ રાખજો ને તમને ભ્રષ્ટ કરી હણવા આવે તેને વગર વિલંબે અને વિચારે મારો-હણો એમાંજ સાચું અહિંસા વ્રતનું પાલન છે. ૨૪ કરોડ હિંદુઓ મુઠ્ઠીભર મુસલમાનોનો માર ખાઇ મિલ્કતો મંદિરો તથા સ્ત્રીઓનો નાશ થતો પ્રત્યક્ષ જુવે છતાં સહન કરી બેઠા રહે એ હિંદુઓ માટે શું કહેવું ! ખરેખર એવા નિર્માલ્ય વર્તનવાળાને નરકમાં પણ સ્થાન નથી. તેઓ મનુષ્ય જન્મ્યા એના કરતા પશુ, પંખો, કે પથ્થર પેદા થયા હોત તો પૃથ્વી માતા ભારે ન મરત. હજુ પણ જો હિંદુઓથી આત્મ-રક્ષણ જાતિ કે ધર્મ રક્ષણ ન થતું હોય તો બીજા યવન મ્લેચ્છને હાથે કમોતે મરવા કરતાં પોતાની મેળે ઝેર ખાઇ મરવું વધારે ઉત્તમ છે. પુત્ર ! તું જો મારોજ પુત્ર હો અને પિતાને માનતો હો તો મારી તને આજ્ઞા છે કે તું યુદ્ધ તાલીમ લઇ બળ સંપાદન કર. ઘરમાં હથિયાર પરવાનો મેળવીને રાખ. હિંદુઓને જાગ્રત કરી તારે પડખે ઉભા કર અને જયાં કયાંય તારૂં પોતાનું હિંદુ જાતિનું, ગાયોનું, સ્ત્રી-બાળકોનું, ધર્મનું, માલમિલ્કતનું તથા દેવમંદિરોનું રક્ષણ કરવાની જરૂર પડે ત્યાં પરધર્મી જુલ્મીઓને સારી પેઠે હાથ બતાવી રક્ષણ કરજે, અરે પ્રાણ આપવા પડે તો પણ પ્રસન્ન ચિત્તે આપી સ્વર્ગે સીધાવજે, પણ તેવા કટોકટીને વખતે કોઇ નપુંસકનો અહિંસા, શાંતિ, સહનશીલતાનો દુષ્ટ ઉપદેશ સાંભળી કાયર ભીરૂ બની ઘરમાં બેસી

મને ભજાવીશ મા. તેવે વખતે તેવું કહેનારને પણ તારે મૂર્ખ આયલો જાતિ તથા ધર્મદ્રોહી અને શત્રુ પક્ષમાં ભળી ગયેલો સમજી હણવો. એથી જરા પણ તને હિંસા દોષ નહિ લાગશે પણ અહિંસા વ્રતનું ખરેખરૂં પાલન થશે.

## સદાચાર.

પુત્ર—પિતાજી ! અહિંસા વ્રત કેમ પાળવું તે તો હું બરોબર સમજ્યો ને તમામ હિંદુઓને તે પ્રમાણે સમજાવી વખત આવ્યે આપની આજ્ઞા પ્રમાણે અવશ્ય વર્તીશ પરંતુ હવે મને સદાચાર એટલે શું ? તે સમજાવો.

પિતા—પુત્ર ! ધન્ય છે તારી ગુણગ્રાહી બુદ્ધિને અને મનુષ્ય ધર્મ સાંગોપાંગ સમજવાની જીજ્ઞાસાને. સદાચાર એટલે સારો આચાર. જે મનુષ્ય મન, વાણી ને કર્મથી ઉત્તમ આચાર રાખે તે સદાચાર કહેવાય. સદાચારની અસર સૂક્ષ્મ છે. જેવો આચાર પાળે તેવી બુદ્ધિ સૂઝે છે. જેવી બુદ્ધિ હોય તેવા કર્મ થાય છે ને જેવા કર્મ કરાય તેવું ફળ મળે છે કિંવા ગતિ થાય છે. જે મનુષ્ય સદાચાર પાળે તેજ સત્પુરૂષોમાં બેસવાને લાયક તથા જ્ઞાનનો અધિકારી થાય છે. મનથી ઉત્તમ વિચાર કરવા એ મનનો સદાચાર છે, વાણીથી સત્ય અને પરહિતકારી વાત ઉચ્ચારવી એ વાણીનો સદાચાર છે ને શરીરથી બીજાને સહાય કરવી એ શરીરનો સદાચાર છે. ઉપર કહ્યું તેમ સદાચારની અસર સૂક્ષ્મ હોઇ જે સદાચાર શરીરથી અચરાઈ છે તેની અસર મન વાણી ઉપર થતી હોવાથી મનુષ્યે પ્રથમ શરીરનો સદાચાર

પાળવા કોશિષ કરવી જોઇએ, માટે જ આપણામાં આચાર ધર્મ ને પરમ અને મુખ્ય ધર્મ કહ્યો છે. નિત્ય નહાવું ધોવું, શુદ્ધ અન્ન જમવું, પવિત્ર નિર્મળ જળ પીવું અને મલિન પ્રાણીઓનો સંસર્ગ કે સ્પર્શ ન કરવો એ સદાચારનું આવશ્યક લક્ષણ છે. સદાચારની પવિત્રતા તથા મહાત્મ્ય જાળવવા માટે સ્ત્રી રજ-સ્વળા કે સુવાવડી હોય ત્યારે પછી ભલે તે પત્ની, માતા કે બહેન હોય તોપણ તેને આપણે હિંદુઓ અડકતા નથી. તેમ શબને, શબને અડેલાઓને, સૂતકીને અને ઢેઢ ભંગી ચમારને એટલે અંત્યજને પણ અડકતા નથી. અરે! આપણે નહાઈ સંધ્યા પૂજામાં બેસવાના હોઇએ તે વખતે પુત્રને પણ અડકતા નથી તો તેથી શું તેનો તિરસ્કાર થાય છે? લેશમાત્ર નહિ. સદા-ચારનું યથાર્થ પાલન કરવા માટે મનુષ્યે સ્પર્શાસ્પર્શ વિવેક રાખવોજ જોઇએ. માત્ર હિંદુઓ જ ધર્માવલંબી હોઇ તેવો વિવેક રાખે છે એમ નથી પણ દુનિયાની ધર્મહીન ગણાતી યવન મ્લેચ્છાદિ જાતિઓ તે વિવેકને એક નહિ ને બીજા સ્વરૂપમાં વધતે ઓછે અંશે પાળે છે જ. જેવી રીતે સ્પર્શાસ્પર્શની બાબતમાં વિવેક રાખી સદાચાર પાળવાનો છે તેવી રીતે ભક્ષ્યાભક્ષ્ય અને પેયાપેયની બાબતમાં પણ સદાચાર રાખવોજ જોઇએ. જોધપુરનો રાજા માનસિંહ જાતે અકબરાદિ યવન સાથે ખાનપાન કરી પતિત નહોતો થયો તોપણ યવનને બેન આપી પતિત થયો હતો તેથી હિંદુ જાતિ તથા ધર્મ ઉદ્ધારક વીર કેસરી મહારાણા પ્રતાપસિંહે, માનસિંહ તેને ત્યાં અતિથિ થતાં તેની સાથે ભોજન તો ન કર્યું પણ તે પતિતના સ્પર્શવાળી ભૂમિ સુદ્ધાં લીપાવી સ્થાન પવિત્ર કર્યું હતું એવી સદાચારની શ્રેષ્ટ મર્યાદા છે. દુર્દૈવે કે કલિ પ્રભાવે એજ પવિત્ર

દેશ અને જાતિમાં અત્યારે એવા કુલકલંક નરાધમો પાક્યા છે કે તેઓ સદાચારને છાપરે ફેંકી વિષ્ટા તથા મરેલા ઢોરને ચુંથનારા ઢેઢ ભંગી ચમારાદિ અંત્યજોનો સ્પર્શ, શુદ્ર ભંગી મુસલમાન પારસી ક્રિશ્ચિઅનાદિ સાથે ભક્ષ્યાભક્ષ્ય અને ફાગનીની હોટલમાં પેયાપેય કરવા કરાવવા જીવતોડ મથન કરી રહ્યા છે. તેઓ કહે છે કે બ્રાહ્મણ ભંગી હિંદુ મુસલમાન પારસી ખ્રિસ્તી સર્વ એક છે ને એક બીજાને નહિ અડકવાથી તથા તેઓ સાથે નહિ ખાવા પીવાથી તેનો તિરસ્કાર થાય છે ને તેઓ સાથે એકતા જળવાતી નથી માટે અડકી ખાવ પીઓ. હિંદુધર્મ શાસ્ત્રો આગળના જમાનાના છે, તેમાં ક્ષેપકતા ઘુસી ગયેલી છે તે માટે તેનું સાંભળવું પડતું મૂકી સૌ એકત્ર થઈ વ્યવહાર કરો. વર્ણાશ્રમ મર્યાદા કાંઇ ખાન પાન સ્પર્શાસ્પર્શ કે ઉંચનીચનો ભેદભાવ રાખવા માટે બંધાયલી નથી પણ ધંધાને અંગે રચાયલી છે માટે સ્પર્શાસ્પર્શ કે સહભોજન કરવામાં બાધ નથી એવું એવું ભ્રષ્ટ વર્તન કરવાનું આજકાલના કહેવાતા કિંવા થઇ બેઠેલા નેતાઓ ધર્મજ્ઞાન વિનાના કાચી બુદ્ધિના લોકોને સમજાવી અનાચાર ફેલાવી રહ્યા છે. વિવેક ભ્રષ્ટ મનુષ્ય ક્યાં જઇને પડે છે તેનું કોઇ ઠેકાણું રહેતું નથી તેમ આ વિવેક ભ્રષ્ટો કાલે ઉઠીને એમ પણ કહે કે નારી જાતિ તે તમામ સ્ત્રીઓ છે તેમાં માતા બેન પુત્રી સ્વપત્ની પરપત્નીનો ભેદ શા માટે રહેવો જોઇએ? માત્ર પત્ની સાથેજ વ્યવહાર કરવાથી માતા બેન પુત્રી વગેરેનો તિરસ્કાર થાય છે, અન્યાય અને પક્ષપાત થાય છે માટે તેઓ સાથે પણ સમવર્તન કરવું જોઇએ. તેઓએ દેવમૂર્તિની પૂજાને સ્થાને જેમ રેંટીઆની કરાવી તથા રેશમી ઉન સુતરના કિંમતી વસ્ત્રો પહેરવાનું છોડી સસ્તા ખાદીના કપડા વાપરવાનું કેટલાક અક્કલના બહાદૂરોએ શરૂ કર્યું છે

તેમ ઘઉં દૂધ ઘી બાજરો ગોળ સાકર વગેરે મોંઘો ખોરાક ખાવાનું ઇચ્છા વિના મૂલ્યે મળતી વિષ્ટા કેમ ન ખાવી! (કહેનારે ખાવીજ જોઇએ.) એવું અશ્લીલ બિભત્સ અને પાશવવૃત્તિવાળું વિધાન કરે અને તેમ વર્તે તો તેમાં મને જરાય આશ્ચર્ય જેવું કશું લાગતું નથી. પુત્ર! આવા વિષમ વાતાવરણમાં મનુષ્યોએ બહુ વિચારીને ચાલવા જેવું છે—બચવા જેવું છે. જો ભોળપણ ભલાઇ મોહ લાલચ લોભ કે કુસંગથી જરાક ચૂક્યો તો સદાચાર ભ્રષ્ટ થતાં સમય નહિ લાગે. અને એકવાર સદાચાર ભ્રષ્ટ થવાયું તો જેમ બીડી તમાકુ ચા નાટક વ્યભિચાર દારૂ માંસ ચોરી ભાંગ ગાંજો ચરસ કોકીન જુગારાદિ વ્યસનોને કોઇ સમજુ માણસ દુષ્ટ નુકશાનકારક સમજી છોડવા ઇચ્છે છે છતાં પણ તેઓ કોઇ ઉપાયે છોડી શકતા નથી તેમ સ્પર્શાસ્પર્શ, ભક્ષ્યાભક્ષ્ય પેયાપેયનો વિવેક છોડી અનાચાર કરવા માંડયા પછી પાછા સદાચારી થવું મુશ્કેલ થઇ પડશે, માટે તારે હમેશા સદાચાર પાળવામાં સાવધ રહેવું. સદાચારની મુખ્ય બાબત તો તમે કહી પણ હવે મનુષ્યે પાળવાનો સર્વ સાધારણ સદાચાર શું શું તે તું ધ્યાન દઇ સાંભળ. પ્રત્યેક હિંદુએ શિરપર ચોટલી અને કપાળમાં તિલક ત્રિપુંડ કે ચાંડલો કરી ડોકમાં તુળસીની માળા ધારણ કરવી. દ્વિજે (બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યે) વિધિસર જનોઇ ધારણ કરી નિત્ય સંધ્યાવંદન કરવું, ગુરૂ માતા પિતા મોટાભાઇ વગેરે વડીલોની આજ્ઞા માનવી. નદીમાં, રસ્તાપર, દેવમંદિર પાસે તથા ગાય બ્રાહ્મણ કે સૂર્યની સામે કદિ મળમૂત્ર ઝાડો કરવાં બેસવું નહિ. ઉભા ઉભા મળમૂત્ર કાઢવો નહિ, ને નગ્ન સ્ત્રીને કદિ નિહાળવી નહિ. સંધ્યા સમયે કે મધ્ય રાત્રિએ ભોજન કરવું નહિ. સંધ્યા વખતે કે સૂર્યોદય પછી કદિ સુવું નહિ, નાગા નાગા નહાવું નહિ, બેઠા બેઠા માટીના ઢેફા ભાંગવા નહિ,

નખવડે તણખલા તોડવા નહિ, દાંતવડે નખ કોતરવા નહિ, નગ્ન સુવું નહિ, એંઠે મોઢે ઉઠીને કોઇ ઠેકાણે જવું નહિ, સુતા સુતા અન્ન ખાવું નહિ, એક હાથમાં અન્ન લઇને બીજા હાથથી ખાવું નહિં, પગ ધોઇને જમવું પરંતુ સુવુ નહિ, મળમૂત્ર વિષ્ટા જોવા નહિ, શૂદ્ર તથા સ્રીને વેદ ભણાવવો નહિ, બે હાથ એકઠા કરીને પોતાના માથાને ખંજવાળવું નહિ તથા પતિત ચોર અપવિત્ર અંત્યજની સાથે કોઇ પણ દહાડો વસવું નહિ.

## સત્સંગ.

પુત્ર—પિતાજી ! સદાચારનો મહિમા અને વિધિ સાંભળ્યા પછી હવે મને સત્સંગનું મહાત્મ્ય સાંભળવાની ઉત્કંઠા છે તો કૃપા કરી તે સંભળાવો.

પિતા—પુત્ર ! સારા માણસની સોબત કરવી એનું નામ સત્+સંગ છે. જે પુરૂષ કે પુરૂષો સદાચારી હોય, જ્ઞાની હોય, પરોપકાર બુદ્ધિના હોય, પ્રભુભક્તિ પરાયણ હોય તેવા ધર્મ નિષ્ઠોનો સમાગમ કરી જ્ઞાન ચર્ચા કે શ્રીહરિના ગુણાનુવાદ કરવા એનું નામ સત્સંગ. જે મનુષ્યો વડીલ તથા શાસ્રવાક્યમાં શ્રદ્ધાવાળ, વ્યસન રહિત, વિનયી, નિઃસ્વાર્થી નિર્ભય હોય તેવા સુજ્ઞનો સંગ કરવો એનું નામ સત્સંગ છે. મહર્ષિ વસિષ્ઠ અને વિશ્વામિત્રના વિવાદમાં વિશ્વામિત્રના દશ હજાર વર્ષના તપના ફળ કરતા વસિષ્ઠનું ઘડીના સત્સંગનું ફળ વધ્યું હતું માટે તારે સદા સર્વદા સત્સંગ કરતા રહેવું. સવારે કે સાંજે જ્યારે અવકાશ મળે ત્યારે પોતાને ઘરે ભાવિક સદ્‌ગુણી મનુષ્યોને એકઠા

કરી કથા પુરાણ વાંચી ભગવત્ ચર્ચા સ્મરણ કરવા. મુંબઇમાં ભાટીયા મહાજન વાડીમાં શ્રીયુત નરહરિ શાસ્ત્રીની ભગવદ્ ગીતા પાઠશાળા ચાલે છે, માધવબાગમાં શ્રીયુત મગનલાલ જગન્નાથ શાસ્ત્રી સિનોરવાળાની પાઠશાળા ચાલે છે ને શ્રીનરનારાયણના મંદિરમાં શ્રીયુત જાદવજી મહારાજની ભજન મંડળી ચાલે છે ને તેમાં જેમ તેનો સેંકડો સ્ત્રી પુરૂષો લાભ લઈ કૃતાર્થ થાય છે તેમ તેવી ગીતા પાઠશાળા તથા ભજન મંડળી ગામેગામ ચાલુ કરી નિત્ય એકાદ કલાક લાભ લેવાય અપાય તો સત્સંગનો ખરો આનંદ પ્રાપ્ત થાય. અપવાદ તો બધેય સ્થળે હોય છે, તેમ ઉક્ત ત્રણેય સંસ્થાઓમાં હજારો ધર્મનિષ્ઠ તથા શ્રદ્ધાસંપન્ન ભાવિક ભક્તો સાથે કદાચ કોઇ કોઇ નાસ્તિક પાખંડી ઘુસી ગયેલ પણ હશે અને ધર્મોદાના પુસ્તક મેળવી ઉલટો કૃતઘ્નીપણે તે સંસ્થાની કે સંસ્થાને પ્રેમભાવે પુસ્તકો ભેટ કરનારની નિંદા કરતો હોય તો તેવા પાપીની ઉપેક્ષાજ કરવી ઘટે. સત્સંગના પ્રતાપે સમય જતા તેવા ધૂર્તની બુદ્ધિ પણ પ્રભુ નિર્મળ કરશે એમ ઇચ્છવું. પારકા છોકરાને જતિ કરવા નીકળેલા, અને પરોપદેશે પાંડિત્યમ્ કરવાવાળા કહેવાતા નેતાઓની સોબતમાં કે ઢેઢીઆ સભામાં ફોકટની તાળીઓ પીટવા કે હાએ હા કરવા કદિ તારે જવું નહિ પરંતુ સનાતન ધર્મ સભાની કોઇ સભા મળી હોય અથવા હવેલી કે માધવબાગમાં ગોસ્વામી શ્રીમદ્ ગોકુળનાથજી મહારાજ જેવાનું કે શ્રીયુત સંઘવીજી અથવા શ્રીયુત અહોશજી જેવાનું વ્યાખ્યાન હોય તો તે સભામાં હાજરી આપી ભાવથી વ્યાખ્યાન શ્રવણ કરી સત્સંગનો લાભ ઉઠાવવો. કોઇ સંન્યાસી શાસ્ત્રી પંડિત જ્ઞાની ભગવદી વૃદ્ધ અનુભવી સાધુસંત બહારગામથી પધાર્યા હોય ને તેઓનો સંગ કરવાથી કાંઇ જ્ઞાન

બોધ મળવા સંભવ હોય તો પરીક્ષા કરી પરિચયમાં આવવું ને જ્ઞાન લેવું. બાકી આજકાલ પેટ ભરવાને માટે વિવિધ બહાને સાધુ મહાત્મા પંડિતને નામે ઘણા સ્વાર્થી ધૂર્ત શયતાનો દેશમાં ફરી ધર્મને નામે મિથ્યા ઉપદેશ આપી ધન હરી ધોખો દે છે એવાઓથી સંપૂર્ણ સાવધ રહેજો. સારાંશ કે સત્સંગ કરજો, જ્યાં સત્સંગના સાધન ન હોય ત્યાં ઉભા કરજો, પરંતુ સંત્સંગને નામે કુસંગ દુસંગનો ક્યાંય ભોગ બનીશ નહિ.

પુત્ર કાંઇ વિશેષ પૂછવાની ઇચ્છા કરતો હતો ત્યાં પિતાએ આજ્ઞા કરી કે આજે વખત બહુ વીત્યો હોવાથી જા તારે કામે લાગ ને કહેલા વિષયોપર રાત્રે મનન કરી કાલે પાછો આવજે.

## જ્ઞાન ઉપાર્જન.

પુત્ર—પિતાજી ! આપની આજ્ઞાનુસાર ગઇ કાલે શ્રવણ કરેલા અહિંસા સદાચાર સત્સંગાદિ વિષયપર મેં ખૂબ ચિંતન કર્યું છે, ને તે પ્રમાણે વર્તવાનો આજથી નિયમ પણ ધારણ કરી લીધો છે પરંતુ હવે મને જ્ઞાનોપાર્જન કરવાને માટે વિશેષ સાધન જાણવાની જીજ્ઞાસા છે તો તે આપ જણાવો.

પિતા—પુત્ર ! ચૌદ વિદ્યા અને ચોસઠ કળા મનુષ્ય સંપૂર્ણ રીતે જાણી લે તો તેને કાંઇ વિશેષ જાણવાની જરૂર રહેતી નથી છતાં ધર્મજ્ઞાન રાજનીતિ અને વ્યવહારકુશળતા ઉપરાંત દુનિયાની ચાલુ પરિસ્થિતિથી પણ વાકેફ રહેવાની જરૂર છે. સ્નાન સંધ્યાદિ નિત્યકર્મ અને વ્યાવહારિક કામકાજથી પરવારી બાદ

અઠવાડિક માસિક આદિ વર્તમાનપત્રો વાંચવાથી જ્ઞાનમાં વધારો થઇ શકે. શ્રીમંતો તો ધન ખર્ચી પુસ્તકો તથા વર્તમાનપત્રો ઘરે મંગાવી વાંચી શકે છે પણ ગરીબ સ્થિતિના ગૃહસ્થ માટે તેમ કરવું પરવડે નહિ. સાધારણ અને ગરીબ વર્ગના લોક લાયબ્રેરી–પુસ્તકાલયદ્વારાજ લાભ લઇ શકે; પરંતુ તેમાં દુઃખ એ છે કે મરજી મુજબના પુસ્તકો કે છાપાઓ વાંચવાનું ત્યાં મળી શકતું નથી. કદાચ કોઇ પુસ્તકાલયમાં ઇચ્છા પ્રમાણે પુસ્તક કે છાપું પ્રાપ્ત થઇ આવે તો ત્યાં અનેક વાંચનારા હોઇ ધારેલે વખતે વાંચવાનો લાભ લેવો હોય તે ન લઇ શકાય. જાપાન અમેરિકા ઇંગ્લંડ જરમની વગેરે દેશોમાં ત્યાંના વિદ્વાનો–સાક્ષરો પોતપોતાની સંસ્કૃતિને અનુસરીને સાહિત્ય છાપા–પુસ્તકો લખે છે પણ આપણા દેશમાં અને તેમાં પણ ખાસ કરી મુંબઇ અને ગુજરાત પ્રાંતમાં વસ્તુસ્થિતિ નિરાળી છે. યુરોપ અમેરિકામાં સ્વતંત્ર લેખકો છે, ને તેઓ પોતાની યોગ્યતા તથા જાતિ ધર્મના નિયમોને અનુલક્ષી ગ્રંથો લખે છે પરંતુ હિંદુસ્થાનમાં તેમ નથી. અહીં તો અમુક અપવાદ બાદ કરતા બાકીના તમામ લેખકો વિદ્વાનો અને સાક્ષરો અનુકરણીયા છે, સ્વતંત્ર બુદ્ધિ રહિત છે. હમણા આપણા દેશના ઘણાખરા વિદ્વાનો જે જે ગ્રંથ સાહિત્ય કે છાપા ચોપાનીઆ લખે છે તે યુરોપના ગ્રંથોનો તથા છાપાઓનો એંઠો જૂઠો અનુવાદ જ કરે છે, એટલે એ ભાષાંતરીઆ પુસ્તક કે છાપામાં કેવળ યુરોપનીજ સંસ્કૃતિની છાયા તરવરતી હોય છે. તેમાં હિંદુ સંસ્કૃતિનું તો નામનિશાન પણ ન જ હોય એ સ્વાભાવિક છે. ઇંગ્લંડ અમેરિકા જાપાન જરમની ફ્રાન્સ ઇટાલીમાં પુસ્તક રચનાર, પ્રસિદ્ધ કરનાર તથા છાપાઓ કાઢનાર તે તે દેશના જાતિના અને ધર્મના વિદ્વાનો હોય છે ત્યારે

આપણા દેશમાં પરજાતિ તથા પરધર્મના લેખકો છાપા કાઢી હિંદુઓને બોધ કરતા હોય છે, જેમકે ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ અંગ્રેજ લેખક લખીને, બોમ્બે ક્રોનીકલ મુસલમાન લેખક લખીને અને મુંબઇ સમાચાર, પ્રજામિત્ર, સાંજવર્તમાન, સત્યમિત્ર વગેરે પારસી લેખકો લખીને ડોઢ ડહાપણ ડોળે છે. યુરોપના ભ્રષ્ટ વાંચન સહવાસ તથા શિક્ષણથી જેમ ઘણાખરા અંગ્રેજી ભણેલા હિંદુઓ વંઠી છાપા તથા પુસ્તકોદ્વારા હિંદુ જાતિ અને ધર્મની નિંદા કરી યુરોપની સ્વચ્છંદી રહેણી કરણી હિંદુ સમાજમાં દાખલ કરાવવા મથે છે તેમ પારસી મુસલમાનો પણ તેનું જોઈ હિંદુઓપર હુમલા કરતા અચકાતા નથી. 'નવજીવન', 'હિંદુસ્થાન' 'સૌરાષ્ટ્ર,' 'સમાલોચક' 'સાહિત્ય' વગેરે પતિત છાપાઓ જેમ હિંદુ ધર્મનો દ્રોહ કરી સ્વાર્થ સાધનારા છે તેમ પારસી છાપાવાળાઓ પણ 'ચડજા બેટા શુલીકુ ખુદા તેરા બેર કરેગા' એવું લખાણ તદ્દન અશુદ્ધ ભાષામાં છાપી કેવળ સ્વાર્થ સાધનારા છે. એવા છાપા ચોપાનીઆ કે પુસ્તક વાંચી, પૈસાનું પાણી કરી, હૃદય કલુષિત કરી, પાખંડીઓને ઉત્તેજન ન આપવું જોઇએ. અત્યારે આપણા ગુજરાત પ્રાંતમાં સ્વ. મણિલાલ નભુભાઇ દ્વિવેદી જેવા ઉચ્ચ કોટિનો સાક્ષર કે સમર્થ લેખક ટીકાકાર ભાગ્યેજ કોઇ છે કે જે હિંદુ ધર્મની મર્યાદા સાચવી ઉત્તમ પુસ્તકો રચે, છાપા ચોપાનીઆ લખે ને સ્વચ્છંદીઓને ફટકા મારી નિયમમાં રાખે. તને છાપા તથા પુસ્તકો વાંચવાનો શોખ છે તો આ નીચે દર્શાવું છું તે વાંચજેઃ-

છાપાઓમાં મુંબઇનું "ગુજરાતી," "સ્વધર્મ સ્વરાજ્ય" સનાતન ધર્મ "કેસરી" અમદાવાદનું "ગુજરાતી પંચ" કાઠિઆવાડ ગોંડલનું "કૃષ્ણભૂમિ" સિંધ—શિકારપુરનું "સિંધુ સમાચાર"

બંગાલ-કલકત્તાનું "હિંદી બંગવાસી" તથા પુનાનું "કેસરી" પત્ર વાંચજે. "કેસરી"પત્ર જેવું લો. તિલકની હાજરીમાં ધર્મનું ગૌરવ સાચવીને રાજદ્વારી વિષય ચર્ચતું હતું તેવું અત્યારે ધર્મ રક્ષક તો નથી રહ્યું છતાં પણ તે શ્રીયુત કેલકર જેવા કરેલ રાજનીતિજ્ઞ પુરૂષની કલમથી લખાતું હોઇ હિંદુ જાતિના રક્ષણ અને હક્કની હિમાયત સાથે ઠીક રાજદ્વારી વિષય ચર્ચે છે.

પુસ્તકોમાં ગુજરાતી પ્રેસના, સ્વ. મણિલાલ નભુભાઇના, રા. બ. કમળાશંકર દ્વિવેદીના, મહાત્મા નથુરામ શર્માના, શ્રેયસ્સાધક અધિકારી વર્ગના, શ્રીયુત જગન્નાથ પ્રભાશંકર પંડિતના, શ્રીયુત ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતાના, શ્રી વેદ ધર્મ સભાના રચેલા પુસ્તકો વાંચવા લાયક છે. તે ઉપરાંતના જે થોડા વાંચવા વિચારવા જેવા છે તે પણ તારી જાણ માટે દર્શાવું છું:—યોગ વસિષ્ઠ, આત્મપુરાણ, પંચદશી, ગીતા રહસ્ય, ચંદ્રકાંત, જ્ઞાનેશ્વરી ગીતા, રાધાકૃષ્ણ તત્ત્વ, યોગ કૌસ્તુભ, તુલસી રામાયણ, ભામિની ભૂષણ, ત્રિભુવન વિજય ખડગ, બાલવિલાસ, ચારિત્ર, ટોડ રાજસ્થાન, આનંદ મંદિર, આર્યભિષક્, રામકૃષ્ણ પરમહંસ, સિદ્ધાંત માર્તંડ, કેશવકૃતિ, શ્રીવલ્લભચરિત્ર, શ્રીશંકર દિગ્વિજય, ઝાંસીની રાણી, પૃથ્વીરાજ રાસો, દાસબોધ, શિવાજી ચરિત્ર, ધર્મ કલ્પદ્રુમ (હિંદી) અને મહારાષ્ટ્રીય જ્ઞાનકોશ (મરાઠી) વગેરે પુસ્તકો ખરીદી વાંચી વંચાવીને સંગ્રહ કરજે. પુસ્તકાલયોમાં આજ કાલ લગભગ તમામ નકામા છાપા ચોપાનીઆ તથા પુસ્તકો હોય છે ને તેવાજ બીજા નવા આવે છે. તારૂં જ્યાં ચાલે ત્યાંથી તે કઢાવી ઉપર દર્શાવેલા છાપા તથા પુસ્તકો વસાવજે. યદિ જુના પુસ્તકાલયો-લાઇબ્રેરીઓમાં ફેરફાર ન કરાવી શકે તો નવા પુસ્તકાલયો ખોલાય તેમાં તો અવશ્ય ઉત્તમ છાપા તથા પુસ્તકો વસાવી જ્ઞાન ઉપાર્જનનો સત્ય માર્ગ ખુલ્લો કરજે.

## તીર્થાટન.

પુત્ર—પિતાજી! પોતાના ગામમાં હવેલી, દેવમંદિરાદિ દેવસ્થાન હોય તેમ કેટલાકના ઘરમાં પણ ઠાકોરજી બિરાજતા હોય છતાં આપણા હિંદુઓ દ્રવ્ય ખર્ચી કષ્ટ વેઠી દૂર દૂર તીર્થયાત્રા કરવા જાય છે તેનો શો હેતુ છે? તે કૃપા કરી જણાવો.

પિતા—પુત્ર! ગંગા જમના સરસ્વતી ગોદાવરી નર્મદાદિ નદીઓ, જગન્નાથ બદ્રીનાથ દ્વારકા અને રામેશ્વર એ ચાર ધામ, અયોધ્યા મથુરા કાશી હરિદ્વાર ઉજ્જેન દ્વારામતી અને કાંચી એ સાત પુરીઓ તેમ પ્રયાગ પુષ્કર ગયાજી શ્રીનાથજી સિદ્ધપુર ડાકોર આબુરાજ કુરૂક્ષેત્ર અમરનાથ પશુપતિનાથ નાશિક પંઢરપુરાદિ તીર્થસ્થળો પરમ પવિત્ર છે. ત્યાં ત્યાં પ્રભુએ અવતારો ધરી લીલાઓ કરેલી હોવાથી તથા ઋષિ મુનિઓએ નિવાસ કરી તપશ્ચર્યા કરેલી હોવાથી એવા પવિત્ર સ્થળોમાં સ્નાન દર્શન શ્રાદ્ધ દાન સ્મરણ ધ્યાનાદિ કરવાથી મનુષ્યના પાપ માત્રનો નાશ થાય છે ને પુણ્ય તથા જ્ઞાનનો ઉદય થાય છે. એ મહાન્ લાભ ઉપરાંત સત્ પુરૂષોનો સમાગમ થાય છે, દેશજનોના સ્વભાવ રહેણી કરણીનું ભાન થાય છે, દેશના વેપાર ઉદ્યોગ તથા ઇતિહાસ ભૂગોળ જાણવામાં આવે છે, પ્રભુની સૃષ્ટિનું અનુપમ સૌંદર્ય નિહાળી શકાય છે, તિતિક્ષા ધારણ કરી પગે હાલવા ચાલવાથી આરોગ્ય સુધારી શકાય છે, ને બીજાનું જોઇ પોતાની શક્તિનો તોલ બાંધી કાંઇક ઉત્તમ કાર્ય કરવાનો નિશ્ચય કરી શકાય છે. તાત્પર્ય કે જેમ ધર્મશાસ્ત્રોના અભ્યાસ શ્રવણ મનનથી મનુષ્ય જ્ઞાન સંપાદન કરે છે તેમ જો તે બુદ્ધિપૂર્વક તીર્થયાત્રા કરે તો

અતિ ઘણો અનુભવ મેળવી સંસારમાં પરિપૂર્ણ મનુષ્ય બની શકે છે. જ્ઞાન વિનાનો અનુભવ જેમ અપંગ છે તેમ અનુભવ વિનાનું જ્ઞાન પણ લુલું છે માટે મનુષ્યે બન્ને સંપાદન કરવા જોઇએ. લાલચુ અને અજ્ઞાન ગોર પંડયાઓના ત્રાસથી કેટલીક વખત યાત્રીની શ્રદ્ધા શિથિલ થઈ જાય છે પણ તેથી તીર્થ-યાત્રાનું મહાત્મ્ય બિલકુલ ઘટતું નથી. શોખીનો, શ્રીમંતો તથા રાજા મહારાજાઓ હવા ફેર કરવા માટે ઇંગ્લંડ, ફ્રાન્સ, સ્વીટ્‌ઝરલેન્ડાદિ પરદેશમાં જાય છે ને ત્યાં યવન મ્લેચ્છાદિ લોકોના સંસર્ગથી કેટલાક ભ્રષ્ટ બની જઇ દારૂ માંસ વ્યભિચારાદિ દોષો વહોરી દ્રવ્યની પાયમાલી કરે છે અને કેટલીક વેળા બિના મોતે મરે છે તેઓ ત્યાં ન જતા હિમાલયમાંના હરિદ્વાર, ઋષિકેશ, બદ્રીનાથ, ઉત્તર કાશી આદિ સ્થળે જાય અથવા કાશ્મીર જુવે તો તેઓને ખબર પડે કે આપણાજ દેશના સ્થળો યુરોપના કરતા અતિ રમણીય, સુંદર હવાપાણીવાળા, થોડા ખર્ચે વિશેષ સગવડવાળા અને સાથે પવિત્ર પણ છે. દેશના હતભાગ્યે લોકોને વનસ્પતિ વિદ્યા કે આયુર્વેદનું જ્ઞાન રહ્યું નથી નહિતર હિમાલયના જમનોત્રી ગંગોત્રીના રસ્તે હજારો પ્રકારની ઉપયોગી વનસ્પતિ ઉભેલી છે તેમાંથી સંશોધન કરી દેશને મોટો લાભ પહોંચાડી શકાય તેમ છે.

અનુભવ વગરના કેટલાક મનુષ્યો અમેરિકાની ભવ્યતા તથા બત્રીશ બત્રીશ માળના મકાનની કારીગરીને વખાણે છે પણ મનુષ્ય જયારે દક્ષિણ હિંદમાં જઇ રામેશ્વર મદુરા ચીદંબરમ્ પદ્મનાભ શ્રીરંગ ટરનેવલાઇ આદિના ગગન ચુંબિત ભવ્ય મંદિરો, તેના મુખ્ય દરવાજાની ઉંચાઇ તથા કારીગરી, તેના પાંચ પાંચ

સાત સાત મજબૂત ગઢ-કિલ્લાઓ અને તેના એક એક પથ્થરનાં સો સો સ્તંભોવાળા સભાસ્થાનો જુવે ત્યારે ભલભલાની મૂર્છા ઉતરી જાય, અભિમાન ગલિત થઇ જાય અને યુરોપ અમેરિકાની શિલ્પકળા તથા ભવ્યતા તુચ્છ લાગે; માટે મનુષ્ય માત્રને ઉચિત છે કે કદાચ દર વર્ષે ન બને તો બે ત્રણ વર્ષે પણ સારા સંગાત સાથે તીર્થ યાત્રાએ નીકળી પતિત પાવની ગંગા જમનાદિમાં સ્નાન કરી હરિદ્વાર ઋષિકેશ બદ્રીનાથમાં થોડા દિવસ રહી પ્રભુ દર્શન તથા જપ તપ ધ્યાન કરી પરમ શાન્તિ મેળવવી. એક વખત ઉત્તરમાં તો બીજી વખત પૂર્વમાં તો ત્રીજી વખત દક્ષિણમાં ને ચોથી વખત પશ્ચિમમાં એમ ક્રમપૂર્વક યાત્રા કરી કૃતાર્થ થવું; પરંતુ પંડયા ગોરથી તેમ ચોર લૂટારૂ ઠગથી ખુબ સંભાળી કોઇ અજાણ્યાનો વિશ્વાસ કદિ ન કરવો.

## રાજા પ્રજાના ધર્મ.

પુત્ર—પિતાજી ! તીર્થાટનનું ફળ, કારણ, લાભ વગેરે સમજ્યો ને આપની આજ્ઞાનુસાર દર બે ત્રણ વર્ષે અવકાશ અનુકૂળતા મેળવી વિશ્વાસુ સંગાત જોડે જઇશ; પણ યુરોપ અમેરિકાદિ સ્થળે હવાફેર માટે જવાનું કદિ નહિ વિચારૂં. પરંતુ મને એક જીજ્ઞાસા થઇ છે કે પ્રજા શા માટે રાજાને આધીન વર્તી કર આપે છે ? શું ઇશ્વરે રાજા પ્રજાના કોઇ વિશિષ્ઠ ધર્મ નિર્માણ કર્યા છે ? જો કર્યા હોય તો તે કૃપા કરી સમજાવો.

પિતા—પુત્ર ! રાજા પ્રજાના પણ ખાસ ધર્મ છે ને તે ધર્મને અનુસાર રાજા પ્રજાનું પાલન કરે છે ને પ્રજા કર આપી

આધીનતામાં વર્તે છે. રાજા એટલે પ્રજાના રક્ષણ માટે ઇશ્વરે ઇંદ્ર ધર્માદિ લોકપાળોનો અંશ લઇ રાજા બનાવેલ છે તેથી તેને હિંદુ પ્રજા ઇશ્વરના અંશ તરીકે માની પિતાતુલ્ય તેનાપર પૂજ્યભાવ રાખી તેની આજ્ઞામાં વર્તે છે. રાજાનો ધર્મ પોતાની પ્રજાને પુત્ર પુત્રી સમાન ગણી તેનું પાલનપોષણ કરવાનો છે. તપ તથા મહાન્ પુણ્ય કરવાથી રાજાને રાજ્યપદ મળે છે, રાજ્યકુળમાં પાટવી-કુંવર તરીકે અવતરે છે. રાજાને માન કીર્તિ વૈભવ સુખ સાહેબી જેમ મોટા છે તેમ તેની જવાબદારી પણ અતિ ઘણી મોટી છે. રાજાએ બાળપણથી ધર્મશાસ્ત્રોના અભ્યાસ સાથે રાજનીતિ જાણી યુદ્ધકળામાં પારંગત થવું જોઇએ. રાજાએ ધર્મનિષ્ઠ પ્રવીણ હિંદુ મંત્રીઓ રાખી હમેશા શત્રુઓથી સાવધ રહી, પ્રજાનું સંરક્ષણ કરવું જોઇએ. પ્રજાના વેપાર, હુન્નર ઉદ્યોગ, ખેતી, આરોગ્ય, ધમ, વિદ્યા, માલમિલકત, સંપ, ચારિત્ર ઇત્યાદિનો વિકાસ થાય તેવી રાજાએ ખંતથી કોશિષ કરવી જોઇએ. ગાય બ્રાહ્મણનું બરાબર રક્ષણ અને પોષણ થાય, રાજ્યમાં ચોરી, વ્યભિચાર સટ્ટો, જુગાર તથા દારૂ સેવન ન થાય, અધિકારીઓ પ્રજાને કનડી લાંચ રૂશ્વત ન ખાય, સબળ નિર્બળને ન સતાવે તથા અન્ન-વસ્ત્ર વિનાનું એક પણ પ્રજાજન નાગું ભૂખ્યું ન રહે તે માટે રાજાએ પોતે જાતે ખાસ સંભાળ રાખવાની છે. પોતાના રાજ્યમાંથી અનાજ રૂ, ગાય, ભેંસ, બળદ વગેરે બહાર જવા મોકલવાની બંધી કરી, તળાવ તથા કુવા ખોદાવી, નહેરો અને પાકા રસ્તા બંધાવી, ગામોગામ નિશાળો પાઠશાળા તથા ગુરૂકુળ સ્થાપી તેમાં સદાચારી વિદ્વાન્ શિક્ષકોને રાખી શિક્ષણ ધર્મ જ્ઞાન તથા કસરત સાથે આપવું જોઇએ. પોતે જાતે ધર્મ આચરી યજ્ઞયાગ

કરવા જોઇએ કે જેથી વરસાદ બરાબર વરસે. લોકોને હથિયારોની છૂટ આપી, વકીલ વગેરેના ખર્ચ વિના તુરત પ્રજાને ન્યાય આપવો જોઇએ. ઘર વેરો જગાત કે એવા બીજા કર પ્રજા ઉપર ન રાખવા જોઇએ, અને રાજાએ પ્રસંગોપાત પોતાના રાજ્યમાં જૂદે જૂદે ગામ અચાનક જઇ ચડી, અધિકારીઓની તથા પ્રજાની ખબર લઇ, પ્રજાના દુઃખ રૂબરૂ સાંભળવા જોઇએ. કોઇ રાજાએ કદિ પણ એમ ન માનવું ઘટે કે અંગ્રેજ નોકરશાહીની કૃપાથી તેને રાજગાદી મળી છે પરંતુ તેણે એમજ માનવું જોઇએ કે પરમેશ્વરની કૃપાથી મારા પૂર્વજની ગાદી મને મારા હક્ક તરીકેજ મળી છે ને પ્રજાને સુખ સંતોષ આપી તે ભોગવવી એ મારો ધર્મ છે.

જો રાજા આ રીતે પોતાનો ધર્મ બજાવી વર્તે તો પ્રજા તેને પિતા તુલ્ય નહિ પણ પ્રભુ સમાન ગણી તેની ભક્તિ કરે. અરે! તેની પછવાડે પ્રાણ આપે; પરંતુ અત્યારે ઉભય પોતાનો ધર્મ ચૂકયા છે. કેટલાક રાજા કર્તવ્યહીન મોજી શોખી પરાધીન બની પ્રજાને દુઃખ દેછે ને પ્રજા મનમાં બબડી કે જાહેર છાપામાં નિંદા કરી રાજાની આંખે આવે છે. અત્યારે ચોર, લુટારૂ, બહારવટીઆ, અધિકારીઓ તથા સશકતો પ્રજાને હેરાન કરી લુટી લેછે તેની કેટલાક રાજાઓને પરવા નથી. ધર્મજ્ઞાન વિના, અન્ન વિના, વસ્ત્ર વિના, દુષ્કાળથી, બિમારીથી, દુરાચારથી તથા મોંઘવારીથી પ્રજા પીડાય છે તોય તેની ઘણાખરા રાજાઓને ચિંતા નથી ને પોતે વિલાયત પેરિસ ભટકી મોજમજા માણી પ્રજાના પરસેવાનો પૈસો ત્યાં ઉડાવે છે, એ કોઇ રીતે ઇચ્છવાજોગ નથી. રાજાના એવા અધર્મી વર્તનથી પ્રજા શાપ આપે છે તેથી રાજાની ગાદી ડગમગે છે, ને તે પાપના ભાગી બની નરકના અધિકારી થતા

જાય છે. એવા અધર્મના માર્ગેથી રાજા પ્રજા ઉભય પાછા વળી પોતપોતાનો યથાર્થ ધર્મ-ફરજ સમજી બજાવે એ ઉભયને માટે હિતકર્તા છે. રાજા યદિ પોતાની મેળે ન સમજે તો પ્રજાએ તેની નિંદા કરી શત્રુ ન બનતા પ્રજાના સુજ્ઞ પુરૂષોએ પ્રસંગોપાત રાજાની મુલાકાત લઇ તેને પોતાના દુઃખ નિવેદન કરી તેને તેના (રાજાને રાજાના) ધર્મનું ભાન કરાવવું એટલે કાળ ક્રમે સર્વ યથા યોગ્ય થઇ જશે.

હિંદુ રાજાઓએ પોતપોતાની પ્રજાના રક્ષણ અને પાલન ઉપરાંત સમગ્ર હિંદુ જાતિ તથા સનાતન ધર્મનું પણ રક્ષણ કરવાનું છે. નિઝામ ભોપાલ જેવા મુસલમાની રાજ્યો દુષ્ટ બની જ્યારે હિંદુ જાતિ તથા ધર્મનો નાશ કરવા તત્પર થાય, તેવી અધમ ચળવળ કરનારાઓને તેઓ પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે ધન જનની મદદ કરે; ત્યારે હિંદુ રાજાઓથી શાન્ત ધરી કે સહન કેમ કરી શકાય? જો પોતામાં બળ સામર્થ્ય હોય તો તો હિંદુ રાજા તેવા સામે યુદ્ધ જાહેર કરી તેની ખોડ ભૂલાવી શકે છે પણ જો તેમ ન બની શકે એમ હોય તો તેઓ ધર્મનિષ્ઠ જાતિ અભિમાની વીર હિંદુઓને હિંદુ જાતિ તથા સનાતન ધર્મ રક્ષણ અને પ્રચારના કાર્યમાં પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે દ્રવ્યાદિની સહાયતા આપી કર્તવ્યનું પાલન કરી શકે છે.

વિશેષ જાણવાની ઇચ્છાથી પુત્ર કાંઇ પૂછવા જતો હતો ત્યાં પિતાએ કહ્યું કે નિત્યના નિયમ પ્રમાણે સમય પૂરો થઇ ગયો છે માટે તારા બીજા કાર્યમાં ચિત્ત પરોવ. રાત્રે એકાંતે બેસી આજે ઉપદેશેલા વિષયો પર વિચાર કરી પાછો કાલે વખતસર આવજે.

## આગેવાનના લક્ષણ અને ફરજ.

પુત્ર—પિતાજી ! ગઇ કાલે આપની પાસેથી શ્રવણ કરેલા જ્ઞાન ઉપાર્જન, તીર્થાટન, રાજા પ્રજાના ધર્મ વગેરેપર રાત્રે મેં સારી પેઠે વિચાર કરી તેને અંતઃકરણમાં ઠસાવ્યા છે. હવે મને આગેવાનના લક્ષણ અને ફરજ જાણવાની જીજ્ઞાસા છે તે જણાવો; કારણ કે આજે તો જેને ફાવે છે તે શુદ્ધ બુદ્ધ વગરના આગેવાન થઇ બેઠા છે ને પ્રજાનું અનિષ્ટ કરી રહ્યા છે છતાં મૂર્ખ પ્રજા અંધશ્રદ્ધા અને અજ્ઞાનતાથી તેવાને દેશ ભક્ત–નેતા માને છે.

પિતા—પુત્ર ! તને ધન્ય છે, આજે તેં ઘણો લોકોપયોગી પ્રશ્ન પૂછયો છે. તું દત્ત ચિત્તે સાંભળ, હું તને તારા પ્રશ્નનો ઉત્તર આપું છું. લોકોના આગેવાન જેને મરજીમાં આવે તેનાથી થવાતું નથી. નેતા થવા ઇચ્છનારમાં ખાસ અમુક ગુણ યોગ્યતા હોવાજ જોઇએ; કારણ કે નેતા પર ગંભીર જવાબદારી રહેલી છે. જો દેશ-નેતા ગુણ યોગ્યતા વિનાનો હોય તો પ્રજાને ભયંકર દુઃખદાયક સ્થિતિમાં લાવી મૂકે છે. દેશભક્ત કે આગેવાન થનાર પ્રથમ તો ધર્મનિષ્ઠ સદાચારી હોવો જોઇએ. તેનામાં નિશ્ચય, દઢતા, સહનશીલતા, નિર્ભયતા, સાદાઇ, અનુભવ, વિદ્વતા, દુરંદેશી બુદ્ધિ નિઃસ્વાર્થતા અને હાથ ધરેલું કાર્ય હજારો આપત્તિ આવે તો પણ પડતું ન મૂકે તેટલું અખૂટ ધૈર્ય હોવું જોઇએ. નેતા થનારે ઉપરોક્ત ગુણ લાયકાત સંપાદન કર્યા પછી લોકોના સંસર્ગમ આવી તેના દુઃખ અગવડતાનો અભ્યાસ કરી તે શી રીતે નિવૃત્ત થાવ ? એ બહુજ ડહાપણથી વિચારી કાર્ય કરવું જોઇએ

કાર્ય કરતા કરતા અનેક લોભ લાલચ પ્રલોભન સંકટ આવી મળે તોપણ તેથી નહિ ડગતા કિંવા શત્રુના પક્ષમાં ભળી ન જતાં સહન કરી એકનિષ્ટપણે લોકોના પક્ષમાં ઉભા રહી ધારેલું-હાથ ધરેલું કાર્ય પાર પાડવું જોઇએ. લોકોને સ્વરાજ્ય અપાવવાનું કહી તેઓ પાસેથી લાખો રૂપિયાનું ફંડ ઉઘરાવી તથા તેઓના મત મેળવી ધારાસભા અને કોંગ્રેસમાં દાખલ થઇ પછી સ્વરાજ્યની વાત પડતી મૂકી ખાદી રેંટીઆની, વર્ણાન્તર લગ્નની કે ઢેઢ સ્પર્શની અવિચારી, લોકમત અને હિત વિરૂદ્ધની વાત ન છેડવી જોઇએ. એવી રીતે પ્રતિજ્ઞા કરી પલટો ખાનાર આગેવાન ન ગણાય પણ ભયંકર વિશ્વાસઘાતી પ્રજાદ્રોહી ઠગ જાદુગરજ ગણાય. ઉપર દર્શાવ્યા પ્રમાણે આગેવાનના ગુણ યોગ્યતા જાણ્યા જોયા વિચાર્યા વિના લોકોએ જે તે વાકૂજાળ ફેલાવનારને આગેવાન માની લીધા એથી અત્યારે કેટલું સહન કરવું પડયું છે? આગેવાનો કેવા દગાખાજ પ્રપંચી સ્વાર્થી ભીરૂ ધર્મહીન લબાડો નિવડી સ્વરાજયને બદલે દેશનું-લોકોનું સર્વ સત્યાનાશ વાળી નાંખ્યું છે? એ પ્રત્યક્ષ દેખાઇ રહ્યું છે. રંડાયા પછીના ડહાપણની જેમ હવે કેટલાક પસ્તાઇ બળાપો કરે છે પણ તે શું કામનો! લો. તિલક જેવા એકનિષ્ટ બુદ્ધિમાન દેશભકતે ૫૦ વર્ષ શ્રમ સેવી સામ દામ દંડ ભેદની રાજનીતિથી પ્રજાને તૈયાર કરી સરકાર ઉપર જે છાપ બેસાડી હતી અને સરકાર પણ લોકક્ષોભથી ડરી મૂક છૂટ કર્યેજ જતી હતી તે તેઓ સ્વર્ગસ્થ થતાં તેની પાછળ અર્ધદગ્ધોએ મનસ્વી ચળવળ ચલાવી દેશને ધન જન દ્રવ્ય ઉદ્યોગ ધર્મ વગેરેમાં ભારે હાનિ પહોંચાડી ઉલટા પચાશ વર્ષ પાછા હટાવી સરકારને બીલકુલ નિરંકુશ બનાવી દીધી છે. દેશમાં બીજે કોઇ

એવો આશાશ નિડર નેતા પણ રહ્યો નથી કે તે ચાલુ ચળવળ સામે પડી બિગડી સુધારે. લો. તિલકની તાલીમ પામેલા મહારાષ્ટ્રીઓ હવે થોડા થોડા વિરૂદ્ધ પડી કાર્ય કરવા લાગ્યા છે પણ તેથી કાંઇ અર્થ સરી શકે નહિ. આમ દેશનું અનિષ્ટ થવામાં આગેવાનો જેટલા દોષ પાત્ર છે તેટલીજ ભોળી ભલી અંધશ્રદ્ધાળુ લાલચુ પ્રજા પણ છે.

જો લોકોએ આગેવાનો–દેશભકતોના ગુણ દોષ પ્રથમથી જાણી, તેઓની લાયકાત જોઇ, તેઓના પર વિશ્વાસ મૂકયો હોત તો આવી દુર્દશા જોવાનો સમય ન આવત. માણસ કદાચ અજ્ઞાનતા અને લોભ લાલચને વશ થઇ એક વખત ભૂલે, ઠોકર ખાય પણ પછી કડવો અનુભવ થતા તુરતજ તે ચેતી સુધારી લે છે; પરંતુ કેટલા આશ્ચર્ય અને ખેદની વાત છે કે અનેકવાર કડવો અનુભવ થયા છતાં અને ધારેલો હેતુ બીલકુલ નિષ્ફળ નિવડતા ઉલટા મુસલમાનોના અસહ્ય આઘાતો સહેવા છતાં હજુ કેટલાય મૂર્ખાઓની આંખ ઉઘડતી નથી અને ગાડરીઆ પ્રવાહની માફક પછવાડે લટકી વેરા માયલું નાડું પકડી બેઠા છે તે છોડતાજ નથી. ગાંધી નેહરૂ દાસ પટેલ તો મોટી ઉમ્મરના હોઇ લોકો તેઓને વળગ્યા પણ પ્રવાહના પવનને અનુકૂળ ધારી કેટલાક નિશાળ સ્કુલ કોલેજમાં ભણુતા નાદાન છોકરાઓ કે જેના મુખમાંથી હજુ માનું ધાવણ પણ નહોતું સુકાયું તેવાને તથા બીજા અનેક નવરા સ્વાર્થી ઘુવડો ચળવળમાં જોડાયા તેઓને પણ લોકોએ આગેવાન માની લેઇ મહા અનર્થ થવા દીધા છે. જાગ્યા ત્યારથી સવાર કે ભૂલ્યા ત્યારથી ફરી ગણવાના ન્યાયે લોકોએ હવે પછી થઇ તેવી ભૂલ ભવિષ્યમાં ન કરતા કે થવા ન દેતાં જે આગેવાન–નેતા થવા ઇચ્છાવા

હોય તેના ઉપર પ્રમાણે લક્ષણ લાયકાત જોઇ, કસોટી કરતા તે બરાબર લાયક નિવડે તેઃજ તેનાપર વિશ્વાસ મૂકી તેને નેતા –આગેવાન તરીકે ગણવો કે સ્વાકારવો. અને આગેવાન બનવા ઇચ્છનારે પણ પહેલા પોતાનીજ આગેવાની કરી મનુષ્ય બનવું ને પછી અગ્રભાગ લેવા મેદાને પડવું.

## કુટુંબ સેવા.

પુત્ર—પૂજ્ય પિતાજી ! આપે મને મનુષ્ય ધર્મના વિધવિધ અંગોનો બોધ કર્યો ને પરોપકાર વિષે વધારે ભાર મૂકી લોક સેવા કરવાની આજ્ઞા કરી તો તે કયે પ્રકારે કરવી ઘટે? કૃપા કરી તેનો ક્રમ બતાવો.

પિતા—પુત્ર ! જ્ઞાન અનુભવ યોગ્યતા તથા સ્થિતિ પ્રાપ્ત કર્યા પછી મનુષ્યે પ્રથમ કુટુંબની સેવા કરવાનો પ્રારંભ કરવો ઘટે કુટુંબ જે પોતાનું એક મુખ્ય અંગ છે, જે એકજ પિતાના સંતાન હોઇ જેનામાં સરખું લોહી વહે છે, જે સુખે અભિમાન લે છે ને દુઃખે દુઃખી થઇ સહાય કરવા તત્પર થાય છે, જે જન્મતા રમાડી મરતા બાળે છે ને શ્રાદ્ધ કરી સદ્‌ગતિએ પહોંચાડે છે; તે કુટુંબની સેવા સૌથી પ્રથમ કરવી જોઇએ. કુટુંબ એટલે વસ્તુતઃ પોતેજ અને પોતે પોતાનું હિત કરવું એ પ્રાણી માત્રનો મુખ્ય ધર્મ છે. કેટલાક કુટુંબને ન ઓળખતા અથવા તેની દરિદ્રતા જોઇ તેની સાથે સંબંધ ન રાખતા બીજે દેશ દુનિયાનો ઉદ્ધાર કરવા દોડે છે તે તેની મૂર્ખતા છે. પોતાનો ઉદ્ધાર કર્યા વિના કદાપિ બીજાનો થતો નથી. તે તો 'ઘરના છોકરા ઘંટી

ચાટે ને ઉપાધ્યાયને આટો ' જેવા નિરર્થક પરોપકાર સેવા ગણાય; માટે મનુષ્યે એવા અવિચારી મોટા ભા ન થતાં પ્રથમ ધર્માદો ઘેરથીજ શરૂ કરી પોતાની એટલે કુટુંબની સેવા હિત કરવા તરફ લક્ષ આપવું જોઇએ.

જ્ઞાતિમાં પોતે જે ગોત્ર એટલે શાખના હોઇએ તે શાખના જેટલા માણસ હોય તે તમામ કુટુંબ ગણાય. એવા સગોત્રના કુટુંબીઓના ઘરની, સ્ત્રી પુરૂષોની તથા બાળ બચ્ચાની સંખ્યાની નોંધ કરી તેની સ્થિતિ જાણી લેવી અને પછી શક્તિ પ્રમાણે સહાયતા કરવી. જ્યાં પૈસાની, અન્નની, વસ્ત્રની, ઔષધિની કે વિદ્યાદાનની મદદ કરવાની જરૂર હોય ત્યાં તે આપવી, જ્યાં સારી શિખામણ કે દિલાસો આપવાની જરૂર હોય ત્યાં તે આપવી, જ્યાં લાગવગ લગાડી ધંધે ચડાવવાની જરૂર હોય ત્યાં તેમ કરવું, જ્યાં કુટેવો રોગ અજ્ઞાનતા કુસંપ નિર્ધનતા ઘર કરી બેઠા હોય ત્યાં તે દૂર કરવા અને તમામનો અંદર અંદર મેળ-એકત્ર કરી, એક બીજાને એક બીજાના સુખ દુઃખ તથા સારે માંદે લાગણીથી ભાગ લેતા કરવા. કુટુંબનું ભરણપોષણ સુખપૂર્વક ચાલ્યા પછી ને ઉંચે ધંધે ચડી કન્યાવિક્રય કુસંપ અવિદ્યાદિ કુટેવો તેઓમાંથી દૂર થયા પછી તેઓને જનસમાજમાં આગળ પાડી ભક્તિ જ્ઞાન તથા પરોપકાર પરાયણ બનાવી તેઓની જીંદગીનું સાફલ્ય કરવું. યુગના પ્રભાવે અને હિંદુઓના દુર્દૈવે આજકાલ કુટુંબી કુટુંબીઓમાં અતિશય કુસંપ પ્રસર્યો છે ને એક એકની સહાય સેવા તો દૂર રહી પણ એક બીજાનો ઉત્કર્ષ-ચડીઆતી સ્થિતિ જોઇને પણ એક બીજા રાજી થતા નથી, એવા કેટલાક કુટુંબઘાતી ઈર્ષાળુ પામર પશુ બનેલા છે; એટલુંજ નહિ પણ

વિવાહ કે મરણ ટાણે પરસ્પરનો ખપ પડતા તક સાંધી દુશ્મન થઈ કુટુંબીઓ ઉભા રહે છે એ કોઇ પણ રીતે ઇચ્છવા જોગ નથી. એવી અધમ મનોવૃત્તિ તત્કાળ ફેરવવાની જરૂર છે; કારણ કે એવું વર્તન તો પોતાની મેળે પોતાનો ક્ષય કરવા બરોબર છે. કુટુંબ સાથે અણબનાવ કે ઇર્ષા રાખી વર્તવાથી પરિણામે પોતાના હાથે પોતાનોજ નાશ થશે એટલે કે પોતે એકલો પડી જઇ છિન્નભિન્ન થઇ જશે માટે મનુષ્યની ફરજ છે કે સૌથી પ્રથમ તેણે કુટુંબ સાથે સંપ કરી તેની અભિવૃદ્ધિ કરવી. જે કુટુંબમાં એવી એક સંપી વાળુ જુથ હોય છે ત્યાંથી ચોર લુટારૂ દૂર રહે છે ને દૂશ્મન પણ પાસે આવતા થરથરે છે.

## ગામ સેવા.

પુત્ર—પિતાજી! કુટુંબ હિત સંભાળ્યા પછી મનુષ્યે કઇ પ્રકારની સેવાનું કાર્ય હાથ ધરવું જોઇએ! તે સમજાવો.

પિતા—પુત્ર! નિશાળમાં જેમ વિદ્યાર્થી પહેલી ચોપડીથી ભણવાનો આરંભ કરી પછી બીજી ત્રીજી એમ ક્રમપૂર્વક ભણી સરળતાથી સાતમીએ પહોંચે છે તેમ સેવા ધર્મનું પણ છે. પ્રથમ ઘર, પછી કુટુંબ, પછી ગામ, પછી જ્ઞાતિ, પછી દેશ ને પછી આખું વિશ્વ. કુટુંબ પછી મનુષ્યે જે ગામ કે શહેરમાં પોતે જન્મ્યો હોય અને રહેતો હોય તેની સેવા કરવી ઘટે. ગામડામાં કે શહેરમાં કચરા અને ગલીચીથી ઘણી વેળા કઇક ભયંકર રોગો ફાટી નીકળે છે માટે કયાંય કચરો ગલીચી ન રહે તે કાર્ય પ્રથમ કરવું. ગામડાઓમાં દવાખાના હોતા નથી તેથી રોગ ફાટી

નીકળતા ગરીબ લોકો મુંઝાઇ રીબાઇ મરણ શરણ થાય છે તેઓને મફત દેશી દવા તથા આરોગ્યનું સામાન્ય જ્ઞાન આપવાની ગોઠવણ કરવી. અજ્ઞાન લાચાર લોકોને અધિકારીઓ દબાવી લાંચ રૂશ્વત ખાય છે તે અટકાવવી. ગરીબ વિધવા વૃદ્ધ અને નિરાધાર બાળકોને પોષણના સાધનો કરી આપવા. ગરીબ વિદ્યાર્થીઓને વિદ્યા ભણવાના સાધનની સહાય આપવી. ગામડામાં ધાર્મિક અને ઔદ્યોગિક જ્ઞાનનો કે જ્ઞાન મેળવવાના સાધનોનો અભાવ હોય છે માટે પુસ્તકાલય સ્થાપી તેમાં ઉત્તમ ઉત્તમ ધાર્મિક ઔદ્યોગિક પુસ્તકોનો સંગ્રહ રાખી લાભ આપવો અને પાઠશાળા ખોલી કથા કીર્તનની વ્યવસ્થા કરવી. ચોર લુટારૂ ધાડપાડુ બહારવટીઆ વખતો વખત અચાનક હલ્લો કરી ત્રાસ આપે છે, સર્વસ્વ લુંટી જાય છે; માટે દરેક ઘરમાં મજબૂત લાકડી તથા તરવાર બંદુક રખાવી જુવાનીઆઓની એક સ્વયંસેવક ટુકડી ઉભી કરી તેઓને અખાડામાં કુસ્તીની તાલીમ આપી તૈયાર રાખવા કે જેથી તેઓ આફત વખતે ગામનું રક્ષણ કરી શકે. ગામડાના ઘરગથ્થુ ઉદ્યોગો બીલકુલ નાશ પામ્યા છે, માત્ર લોકોનો આધાર ખેતી ઉપર રહ્યો છે પણ ખેતીનું કામ આખા વર્ષમાં કેવળ પાંચ મહિના નહિ જેવું ચાલે છે પછી લોકો નિરૂદ્યમીપણે બેસી જેની તેની નિંદા કરે છે, ચા બીડીના વ્યસન વધારે છે, જુગાર ખેલે છે ને ગપ્પા સપ્પા મારતા વખતે હોંસાતોંસીપર આવી મારામારી પણ કરે છે તેવા નિરૂદ્યમીઓને ઘરગથ્થુ ધંધા દાખલ કરી કામ આપવું વગેરે વગેરે કઇ પ્રકારની ગામ સેવા કરી શકાય છે. ગામડાના લોક ભલા ભોળા વિશ્વાસુ હોય છે, તેઓ શહેરીઓના જેવા વિકારી ટાપટીપવાળા તુંડ મીજાજી કે કુટિલ

બુદ્ધિના હોતા નથી તેથી જો તેના હિતને માટે કોઇ સજ્જન મનુષ્ય પ્રયત્ન કરે છે તો તેઓ જલ્દી ગ્રહણ કરી તેને પૂજે છે માટે સુજ્ઞ મનુષ્યે જ્યારે જ્યારે ગામડામાં રહેવાનો મોકો મળે ત્યારે ગામડાની ઉપર પ્રમાણે સેવા કરી સ્થિતિ સુધારવા યત્ન કરવો.

## જ્ઞાતિસેવા.

પુત્ર—પિતાજી! ગામડાની સેવાનો ક્રમ તો બરાબર સમજ્યો પણ તે પછી જ્ઞાતિ સેવા કરવાનું આપે સૂચવ્યું છે તે મારા હૃદયમાં ઉતરતું નથી; કારણ કે ચાર વર્ણ સિવાય અનેક જ્ઞાતિઓ તો સ્વાર્થી લોકોએ ઉપજાવી કાઢી હિંદુસ્થાનનું બગાડયું છે એવો કેટલાય સુધારક આગેવાનોનો મત છે છતાં આપ શા માટે જ્ઞાતિ સેવા કરવાની આજ્ઞા કરો છો? તે સમજાવો.

પિતા—પુત્ર! આટ આટલું જ્ઞાન આપી તને સમજાવ્યો કે એ ધર્મજ્ઞાન રહિત પતિત સુધારકોનું તારે કદિ સાંભળવું કે માનવું નહિ; કારણ કે તેઓ હિંદુ સંસ્કૃતિની શ્રેષ્ટ ખુબીનો બારિકાઇથી અભ્યાસ કર્યા વિના હિંદુ જાતિના પરધર્મી શત્રુઓ જે રીતે હિંદુ ધર્મને ઉખેડી પોતાનો પગદંડો મજબૂત કરી લોકોને વટલાવવા સારૂ બકે છે તેમ આપણા અંગ્રેજી ભણેલાઓમાંથી પણ કેટલાક બકે છે તેથી તેઓ સુધારક નહિ પણ ખરેખરા અક્કલહીન કુધારકજ છે. એવા વર્ણસંકર વિચારનાઓની વાતો સાંભળવા કે માનવાથી કઇ કોઇ નાદાન હિંદુઓ ભરમાઇ ગયા છે ને

પછી ખુબ દુઃખી થઇને પસ્તાયા છે. કવિ નર્મદાશંકર જેવા સમર્થ સાક્ષર પણ એ વંટોળીઆના ભોગ બની ગયા હતા પણ જ્યારે તે કહેવાતા સુધારા કે સુધારકોનું આત્મ ઘાતક તત્વ તેઓ સમજ્યા એટલે તુરત પાછા મૂળ સ્વરૂપમાં, સનાતન ધર્મના સર્વ શ્રેષ્ટ સિદ્ધાંતોના પાલનમાં લાગી ગયા એટલુંજ નહિ પણ તેમણે 'ધર્મવિચાર' નામનું પુસ્તક આખર અવસ્થાએ લખી સનાતન ધર્મની સર્વોત્તમતા અને સુધારકો તથા તેઓએ શરૂ કરેલા આર્યસમાજ, બ્રહ્મસમાજ, પ્રાર્થના સમાજ, થીઓસોફી વગેરે નવા નવા પંથોની અધોગામી નારકી પ્રવૃત્તિને સારી પેઠે ખુલ્લી પાડી ખુબ ફટકા લગાવી, તેઓની પ્રપંચ જાળમાં ન ફસાવા માટે લોકોને સલાહ આપી છે. તેવીજ રીતે આર્યસમાજના એક વખત ભોગ બનેલા ધુરંધર વિદ્વાન્ પંડિત ભીમસેન શર્મા તથા પંડિત અખિલાનંદ કવિએ પણ અનાર્ય સમાજને તિલાંજલી આપી પાછા સનાતન ધર્મમાં પ્રવેશ કરી ઘણું ઘણું સત્ય સમજાવ્યું છે માટે પુત્ર તારે તેવા કોઈ અધર્મી કુધારકોના કહેવા પર આધાર રાખી પ્રવૃત્તિ કરવી નહિ. બાકી મેં તને અનેકવાર કહ્યું છે કે તેઓ ભલે પોતાને આગેવાન વિદ્વાન્ સુધારક કે દેશભક્ત માનતા મનાવતા હોય પણ સમજુ લોકો તો તેઓને બીલકુલ ધૂર્ત પાખંડી મૂર્ખાજ માને છે, કારણ કે ખરા આગેવાનના લક્ષણ અને ફરજ તો કેવા હોવા જોઇએ ! એ વિષે મેં તને અગાઉ સમજાવેલું છે.

**પુત્ર**—પૂજ્ય પિતાજી ! જો કે મેં કેવળ કહેવાતા સુધારકોની વાતપરથી જ્ઞાતિ વિશે તર્ક કરી આપને દુઃખ ઉપજાવ્યું નથી પણ ચાર વર્ણાશ્રમ પરથી પણ મેં જ્ઞાતિની અનુ ઉપયોગિતા

સમજી આપને પ્રશ્ન કર્યો હતો. આપ જેવા ધર્મનિષ્ઠ જ્ઞાનીને ત્યાં જન્મી મારા જેવો અમિત જ્ઞાતિની ઉપયોગિતાનું રહસ્ય સમજી કે ઉકેલી ન શકે એ એક શરમની વાત હોઈ આપને ખેદ થયો ને તે માટે આપે મને ઠપકો આપી કહેવાતા સુધારકો તથા તેના પંથની પોલ બતાવી એ પણ એક રીતે મારા લાભનું જ થયું છે. કેટલીક વખતે આડા પ્રશ્નથી પણ અણ ચિંતવ્યો લાભ થવાનું જે કહેવાય છે તે આનું નામ; પરંતુ મેં નાદાને અવિચારી તર્ક કરી આપનું મન દુઃખવ્યું તે માટે ફિકર જોડી આપ પૂજ્યની ક્ષમા ચાહું છું ને હવે જ્ઞાતિ સેવાનો ક્રમ દર્શાવવા વિનતિ કરૂં છું.

**પિતા**—પ્રિય પુત્ર ! તારાપર મને લેશ માત્ર પણ ગુસ્સો આવ્યો નથી પરંતુ સુજ્ઞ મનુષ્યે અમુક જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી કંઇક પોતાની મેળે પણ વિચારી નિર્ણય કરવો જોઇએ. વાત વાતમાં શંકા સંદેહ કે તર્ક કરી પૂછવાથી તેનો કદાપિ અંતજ આવતો નથી. એ તો ઠીક છે કે પૂછવાનું યોગ્ય ઠેકાણું મળ્યું ને તેં પૂછ્યું પરંતુ કદાપિ કયાંય યોગ્યને બદલે અયોગ્ય મળ્યું અથવા ન પણ મળ્યું તો શું ગતિ ? મતલબ કે મુખ્ય સિદ્ધાંત અને સૂત્ર ઉપરથી સાર સમજી માણસે કેટલીક નાની મોટી બાબતનો પોતાની મેળે નિર્ણય કરી લેવો જોઇએ. મુઠીભર કહેવાતા સુધારકો શાણા ને ચોવીશ કરોડ જેટલા દુનિયા આખીને ઘેરી વળે એટલા હિંદુઓ કે જેમાં હજુયે પુષ્કળ મહા સમર્થ જ્ઞાની વિદ્વાન્ પડેલા છે તેઓ શું મૂર્ખા છે કે ચાર વર્ણને સ્થાને અનેક ઉપજાવી કાઢેલી જ્ઞાતિઓને માને અને ચાલવા દે ? કદાપિ નહિ. હિંદુઓમાં જે ચાર વર્ણ છે તેને અનુસરીને જ ભિન્ન ભિન્ન

જ્ઞાતિઓ ચાલે છે. કોઇ પણ જ્ઞાતિ ચાર વર્ણ બહાર નથી. ચોવીશ કરોડ હિંદુઓમાં ચાર વર્ણના હિસાબે વિભાગ પાડીએ તો પ્રત્યેક વર્ણમાં છ છ કરોડ માણસો આવે. એ છ છ કરોડ જેટલી વિશાળ સંખ્યાની એક સામટી વ્યવસ્થા શી રીતે થઇ શકે? ભાવનગર કે જામનગર જેવડું એક નાનકડું સ્ટેઇટ હોય અને જેની વસ્તી ફક્ત બે લાખની હોય તો પણ તેનો કારભાર ચલાવવા માટે કિંવા રાજ્યની સુવ્યવસ્થા રાખવા માટે કઈક તાલુકા અને પરગણા પાડી અનેક અધિકારીઓ નીમવા પડે છે. દેશની વ્યવસ્થા માટે સરકારને પ્રાંતો અને જીલ્લાઓ પાડવા પડે છે. કોંગ્રેસનો પ્રોગ્રામ ફત્તેહમંદ કરવા માટે તેની કઇક શાખાઓ ખોલવી પડે છે. ધંધાદારીઓનું હિત જાળવવા માટે કાપડ મંડળી, સોના રૂપાની મંડળી, રૂની મડળી, મીલવાળાઓની મંડળી, શેર દલાલોની મંડળી વગેરે અનેક મંડળી–એસોસીએશન-સભા-સંસ્થા સ્થાપવી પડે છે તો પછી છ છ કરોડ જેટલી અતિ મોટી સંખ્યાવાળા એક એક વર્ણની વ્યવસ્થા અને હિત માટે લાખ, પચાસ હજાર, દશ હજાર, પાંચ હજાર કે બબ્બે હજાર હિંદુઓની સંખ્યાવાળી જ્ઞાતિ સંસ્થાઓ અસ્તિત્વમાં આવી હોય અને પોત પોતાની સુવ્યવસ્થા જાળવી હિત સંભાળતી હોય તો તેમાં ખોટું શું છે અથવા આશ્ચર્ય પામવા જેવું શું છે? જો હિંદુ સમાજની વર્ણયુક્ત જ્ઞાતિઓનું બંધારણ ન હોત તો દુનિયાની ઇતર જાતિઓ જેવી કે રોમ મેસીડોનીઆ ગ્રીસ મીસરાદિ પ્રાચીન જાતિઓ હતી છતાં બંધારણના અભાવે જેમ અત્યારે છિન્ન છિન્ન થઇ ગયેલી છે તેમ હિંદુઓનું પણ નામ નિશાન દુનિયાપર ન રહેત; પરંતુ આપણા હિંદુઓના સદ્ભાગ્ય છે કે વર્ણવ્યવસ્થાને લઇ

જ્ઞાતિઓ મજબૂત બંધારણ ધરાવતી હોઇ વિદેશી અને પરધર્મીઓના હજારો હુમલા સહ્યા છતાં પણ હિંદુઓ અદ્યાપિ ચોવીશ કરોડની સંખ્યામાં હયાત છે. હિંદુઓની રક્ષા કરવા માટે જ્ઞાતિ સંસ્થાઓ એ મજબૂત કિલ્લા સમાન છે, અને એ કિલ્લા તો સદા સર્વદા દઢ રહે એમાં જ હિંદુઓનું રક્ષણ અને હિત છે. પુત્ર! બહુ ખેદની વાત છે કે અત્યારે એ જ્ઞાતિરૂપી કિલ્લા જરજરીત, શિથિલ થઇ ગયા છે, તેમાં કઇક દોષ પેઠા છે; માટે હિંદુ જાતિ અભિમાની સજ્જને હમણા જે કાર્ય સૌથી પ્રથમ કરવાનું છે તે જ્ઞાતિઓનું બંધારણ દઢ કરી અંદરના દોષ અને બહારના આક્રમણને હટાવવાના છે. આપણા હિંદુ સમાજ કિંવા જ્ઞાતિઓ પર અત્યારે બે ખુલ્લી તરવાર તેને અળસાવવા માટે લટકી રહેલી છે, તેમાં એક બહારની અને બીજી અંદરની છે. પરદેશી પરધર્મી અને પરજાતિના લોકો, આપણામાંના જેઓ જાતિ ધમ તથા દેશ દ્રોહી છે એવા નાસ્તિક સુધારક કુધારક નવીન પંથીઓને પોતાના પક્ષમાં લઇ હિંદુઓ અને તેઓની જ્ઞાતિઓનો નાશ કરવા મથી રહ્યા છે એ બહારની એક ખુલ્લી લટકતી તરવાર સમજવી અને આપણા આળસ બેદરકારી કુસંપ પક્ષપાત અજ્ઞાનતા કન્યાવિક્રય વરવિક્રય સનેલા વૃદ્ધ લગ્ન દરિદ્રતા બીન ધંધાદારી ધર્મહીનતા વરણા ઘરણા તથા લગ્નના મોટા ખર્ચા વગેરે દોષો એ અંદરની ખુલ્લી લટકતી તરવાર છે, માટે તે બન્નેનું નિવારણ કરી જ્ઞાતિઓનું–હિંદુ વર્ણાશ્રમનું રક્ષણ કરવાનું છે. પરધર્મી પરજાતિ કે પરદેશનો માણસ કે આપણામાંનો કોઇ નાસ્તિક જ્ઞાતિઓને નિંદવા માંડી તેને નાબુદ કરવાનું કહે ત્યારે આપણે તેવા ધૂતને સાફ કહી રોકવો કે જેવું છે તેવું

અમારૂં સારૂં છે, એથી અમને અનેક લાભ અને સુખ જણાય છે, તારે ડોઢ ડહાપણ વાળા બની ઉપદેશ કરવાનું કોઇ કારણ નથી, તું તારૂં સંભાળ, તારા પગ નીચે બળે છે તેને ઓલવ આમ છતાં તું મૂર્ખ બની અમારી જ્ઞાતિ સંસ્થાઓ અને હિંદુઓને નિંદવા-ની કે ઉખેડવાની અધમ પ્રવૃત્તિ ચાલુ રાખીશ તો પરિણામે મારામારી તોફાન થતાં તું હતો ન થતો થઇ જઇશ. બાહ્ય શત્રુને એ રીતે દૂર કરવાનું કાર્ય એક તરફથી ચાલુ રાખવા સાથે આંતર શત્રુને નિવારવા માટે મનુષ્યે પ્રથમ જ્ઞાતિ બંધારણ દ્દઢ કરી તેનું પાલન કરવા કરાવવા માટે પ્રતિષ્ઠિત નિઃસ્વાર્થી નિષ્પક્ષપાતી અનુભવી ધર્મજ્ઞ અને જ્ઞાતિ દાઝજ્ઞ ઉદ્યમી એવા કારભારી—આગેવાનો નીમવા. એ નિયુકત થયેલા બુદ્ધિશાળી કારભારીઓએ ખંતથી જ્ઞાતિના ધારા ધોરણ નાના મોટા શ્રીમંત ગરીબ પાસે એક સરખા પળાવવા ઉપરાંત ઉપદેશથી, ધર્મજ્ઞાનથી તથા સત્તાથી કુસંપ કન્યાવિક્રય વરવિક્રય સંવેલા વૃદ્ધ લગ્ન વરણા ઘરણાના નકામા મોટા ખર્ચા વગેરે દોષો અટકાવવા પ્રયત્ન કરવો. વૃદ્ધ વિધવા તથા નિરાધાર બાળકના નિર્વાહ માટે અન્ન વસ્ત્રની ગોઠવણ કરી આપી, વિદ્યાર્થીઓને હુન્નર ઉદ્યોગ કળા કૌશલ્ય વેપારાદિની ઉપયોગી વિદ્યા ધર્મજ્ઞાન સાથે આપવી, અને બીજા ધંધાર્થીને નાનકડી રકમની મુડી આપી વેપાર કરા-વવો અથવા તેને લાયક નોકરી વેપારમાં જોડી દેવા. પુત્ર ! આ રીતે હિંદુ નામ ધારણ કરનાર પ્રત્યેક મનુષ્યે પોતાની જ્ઞાતિની સેવા કરી કૃતાર્થ થવાનું છે. જ્ઞાતિમાં મનુષ્યનો જન્મ થાય છે, જ્ઞાતિમાં સગપણ લગ્નાદિ થાય છે, સાધન ન હોય તો જ્ઞાતિ સાધન આપી પાળે પોષે તથા ભણાવે ગણાવે છે અને મરણ થતાં આખર ક્રિયા

કરી એજ જ્ઞાતિ સદ્દગતિએ પહોંચાડે છે એવા એવા જ્ઞાતિથી અનેક ફાયદા તથા અનંત ઉપકાર મનુષ્યપર થતા હોઇ જ્ઞાની મનુષ્યો જ્ઞાતિને ગંગા સ્વરૂપ કહે છે. ગંગા સ્વરૂપ એવી પવિત્ર જ્ઞાતિની ઉપરની રીતે સેવા કરી તું કૃતાર્થ થા એ મારો તને ઉપદેશ અને આજ્ઞા છે.

વિશેષ જાણવાની ઇચ્છાથી પુત્ર કાંઇ પૂછવાનું કરતો હતો ત્યાં પિતાએ આજ્ઞા કરી કે આજે ઘણો સમય વીતી ગયો છે માટે આટલેથી સંતોષ માની તારા કર્તવ્યમાં લાગી જા ને કુટુંબ સેવા, ગામ સેવા, જ્ઞાતિ સેવાદિ ઉપદેશેલા વિષય પર રાત્રે એકાંતમાં એકાગ્રચિત્તે મનન કરી કાલે નિયમિત વખતે આવજે.

## દેશ સેવા.

પુત્ર—પિતાજી ! આપે કુટુંબ સેવા જ્ઞાતિ સેવાદિ પરોપકારનું યથાર્થ સ્વરૂપ સમજાવ્યું તેથી મારા આત્મામાં અનહદ આનંદ થવા સાથે કર્તવ્યનિષ્ઠા સારી પેઠે જાગ્રત્ થઇ છે. ઉક્ત સેવાઓમાં બધી સેવાનો સમાવેશ થઇ જાય છે એમ હું માનું છું છતાં કેટલાક લોકો દેશ સેવાની બૂમો મારે છે તે શું વ્યાજબી છે કે ? અને જો તે વ્યાજબી હોય તો કયે પ્રકારે દેશ સેવા કરવી ઘટે ? તે કૃપા કરી સમજાવો.

**પિતા**—પુત્ર ! કુટુંબ સેવા, ગામ સેવા તથા જ્ઞાતિ સેવામાં દેશ સેવાનો સમાવેશ થઇ જાય છે એમ જે તારૂં ધારવું છે એ પૂર્ણ રીતે તો નહિ પરંતુ કેટલેક અંશે સત્ય છે. કુટુંબ સેવા ગામ સેવા અને જ્ઞાતિ સેવા એ એક દેશ સેવાનો ક્રમ, પ્રકાર તથા

મુખ્ય મુખ્ય અંગજ છે, અને જયાં સુધી એ ક્રમ તથા અંગોને ન સંભાળાય ત્યાં સુધી મનુષ્ય દેશસેવા કરી શકતો નથી. ક્રમ અને અંગોની સેવાનું અવલંબન કરવાથી એક પ્રકારની દેશ સેવા થવા સાથે એ અંગો પ્રત્યેની પોતાની જવાબદારી અદા થાય છે તેમ પોતાની અવસ્થા યોગ્યતા જ્ઞાન અનુભવમાં પણ ઘણો વધારો થાય છે. બાકી દેશસેવા એ સર્વોપરી છે ને તે મનુષ્ય માત્રે કરવીજ જોઇએ કારણ કે એક માળાના દોરામાં બધાય મણકા રહેલા છે ને જેમ માળા સાથે બધાય મણકાને હિત સંબંધ છે તેમ આખા દેશ સાથે દેશના તમામ જાતિ પાતિના ધર્મના ગામના કે પ્રાંતના લોકોને હિત સંબંધ છે. કૂવા સાથે જેમ અવેડાને સંબંધ છે ને કૂવા વિના અવેડો હોઇ શકતો નથી તેમ દેશ સાથે દેશજનોને સંબંધ છે ને દેશ વિના દેશજનો કયાંય સુખશાંતિમાં રહી શકતા નથી. યાહુદી લોકોએ પોતાના દેશની દરકાર ન કરી તો તેઓ આજે દુનિયામાં ચોરના માથાની માફક જયાં ત્યાં રખડતા ફરે છે. અમુક કોઇ પોતાના વિશિષ્ટ દેશ વિના પ્રજાનો કોઇ ધડો કરતું નથી. ઇટાલીના એક ઇટાલીઅનને અફઘાને ફાંસી દીધી તેથી ઇટાલી સરકાર અફઘાન સરકાર સાથે બગડી બેઠી ને પોતાનો સખ્ત ગુસ્સો જાહેર કરી દેશજનના ઘાતક પાસે બદલો માગ્યો ને જો બદલો નહિ સ્વીકારાય તો ખૂનનું વેર ખૂનથી વાળવાની ધમકી આપી એથી અફઘાન સરકારને નીચું પણ જોઇ બદલો આપવો પડયો છે. હિંદુસ્થાનની હમણાની હાલત ઉપરથી દુનિયાના ઇતર દેશોનું અનુમાન તારે કદાપિ બાંધવું નહિ. હિંદમાં જેની મરજીમાં આવે તે ખુશીથી

રહે, વેપાર ધંધો કરી કમાય અને ઉલટો તે પરદેશી છતાં હિંદીઓને દબાવે એવું બીજા દેશોમાં નથી. તેમ દેશમાં લોકોની ઇચ્છાનુસાર દેશનો રાજકારોબાર ન ચાલતા પરદેશી નોકરશાહીની ઇચ્છા પ્રમાણે ચાલે ને હિંદીઓ જયાં જે દેશમાં જાય ત્યાં તે દેશના લોકો કે સરકાર તેનો તિરસ્કાર કરી દાખલ થવા કે શહેરી તરીકે રહેવા ન દે એ તો ફક્ત હિંદ માટેજ છે. આવી આપણી દયાપાત્ર સ્થિતિ થવાના કારણ ઘણા છે. હિંદુસ્થાનના દેશી રાજાઓ જે નાના મોટા મળી ૬૭૦ છે તેઓએ દેશની દરકાર કર્યા વિના માંહોમાંહે હોંસાતોસી લડાઇ ટંટા બખેડા ઉભા કરી પરદેશીઓને માથું મારવાની તક આપી એ એક કારણ છે. હિંદુ રાજા અંદર અંદર લડી નિર્બળ થયા છતાં નિર્બળ તોય સિંહના બચ્ચાની માફક પરદેશી રાજસત્તા સામે લડયા ને શત્રુને હઠાવી તાબે પણ કર્યા પરંતુ પાછા ભોળા ભલા વિશ્વાસુ તથા ઉદાર બની તેઓએ કોઇને માફી બક્ષી છૂટા કર્યા તો કોઇને વેપાર રોજગારની તક આપી એથી વિશ્વાસઘાતી કૃતઘ્નો અને લુચ્ચા પરદેશીઓએ અચાનક હુમલો કરીને, દગો દઇને તથા લોભ લાલચ ઇલમ કલમ બતાવીને દેશને દબાવી આપણને પરવશ બનાવ્યા એ બીજું કારણ છે. લોભ લાલચ તથા ઇલમ કલમથી જેમ દેશી રાજાઓ પરાધીન થયા તેમ કેટલાક દેશજનો પણ તેનો ભોગ બન્યા, ભણતર તથા નોકરીના સ્વીકારથી પરસત્તાને સ્થિર કરી એટલુંજ નહિ પણ કહેવાતા ભણેલાઓએ તિલક ઇત્તાદિ અમુકને બાદ કરતા રાજનીતિથી ઉલટી ચળવળ ચલાવી પરદેશી સત્તાના મૂળીઆ ઉંડા ઘાલ્યા એ ત્રીજું કારણ છે. પોતાનો ધર્મ, પોતાની સંસ્કૃતિ, પોતાના વેપાર ઉદ્યોગ, પોતાનો આહાર, પોશાક તથા રહેણી

કરણી વગેરે ન સંભાળતા બીજાનામાં મોહી, તેઓની વાનરનકલ કરી, દેશના લાભ કરતા અંગત લાભને અગત્યનું કારણ આપ્યું એથી પણ હિંદીઓએ પરાધીનતાની બેડીને અત્યંત મજબૂત બનાવી છે એમ અનેક કારણો છે.

પુત્ર ! જે દેશમાં આપણે જન્મ્યા હોઇએ, જેમાં આપણું લાલન પાલન રક્ષણ થતું હોય અને ભવિષ્યની પ્રજાનું થવાનું હોય, જેમાં આપણે આપણી જાતિ ધર્મનું હિત સંભાળી સુખમાં દિવસ નિર્ગમન કરી પરલોકના ભથ્થા માટે સત્કર્મ કરી શકતા હોઇએ તે દેશ-માતૃભૂમિનું ઋણ આપણાપર અતિ મોટું ગણાય. સર્વસ્વના ભોગે જીંદગી સુદ્ધાં માતૃભૂમિના ઉદ્ધારાર્થે અર્પણ કરીએ તો પણ તે ઋણમાંથી મુક્ત થઇ શકીએ નહિ. દેશજનો પરદેશી સત્તાને લઇ અસહ્ય કરના બોજાઓ, અન્યાય, જુલ્મ, દરિદ્રતા, ગુલામી, મોંઘવારી, ગાય બળદાદિ પરમ પવિત્ર અને ઉપયોગી પ્રાણીઓનો વધ, અધર્મ, પાપ પાખંડાદિ સહન કરતા હોય અને જાન માલ મિલકત સ્ત્રીઓની લજ્જા દેવમંદિર સુદ્ધાં સહી સલામત ન હોય તેવી સ્થિતિમાં મનુષ્ય યદિ બુદ્ધિહીન અશક્ત સાધન રહિત હોય તો પણ તે મૂંગો મૂઢ કર્તવ્ય વિમુખ બની બેસી શકે નહિ. દેશની પરતંત્રતાની આફત કાંઇ કોઇ એક અમુક મનુષ્યને કે અમુક એક પ્રાંતના લોકોનેજ સહેવી પડતી નથી પરંતુ દેશના તમામ લોકોને-હરેક પ્રાંત અને ગામના માણસોને એક સરખી સહન કરવી પડે છે માટે તે દૂર કરવા, તેમાંથી મુક્ત થવા કોશિષ કરવી એ પોતાને મનુષ્ય કહેવડાવનાર હરેક હિંદીની પવિત્ર અને આવશ્યક ફરજ છે. ઇશ્વર કૃપાથી પોતાની સ્થિતિ સારી હોય અને કોઈ સીધા સંકટ કે પ્રતિકૂળતા

સહેવા ન પડયા હોય કે પડતા હોય તો પણ આસપાસમાં જે મકાનોપર આગ લાગી છે તે બળતા મકાનો તેની વચ્ચેના મકાનને પણ જરૂર વહેલા મોડા ભસ્મીભૂત કરશે એ ખસુસ કરીને માની લેવું અર્થાત્ જે સ્થિતિના ભોગ પોતાના લાખો અને કરોડો દેશબંધુઓ બનેલા છે તેના પોતે પણ એક વખત બનવુંજ પડશે એવો દીર્ઘદ્દષ્ટિથી વિચાર કરી દેશસેવાના શુભ કાર્યમાં મન વાણીને કર્મથી પ્રત્યેક દેશજને શક્તિઅનુસાર ફાળો આપવોજ જોઇએ. આટલા કથનથી તું સમજી શકયો હઇશ કે દેશસેવા કરવી એ તદ્દન વાજબી છે ને તે કરવા મંડી જવું એ હરેક દેશજનની આવશ્યક ફરજ છે; પરંતુ તે કઈ વિધિથી કરવી એ ખાસ વિચારવા જેવો પ્રશ્ન છે. દેશસેવા મનસ્વી પણે, રાજનીતિના નિયમથી વિરૂદ્ધ અને ઘડી ઘડીમાં પલટો ખાનારા અનુભવ જ્ઞાન અને લાયકાત વિનાના નેતાઓના હાથથી ન થવી જોઇએ કે જેથી દુઃખ પરાધીનતામાં વિશેષ ઉમેરો થાય અને સ્થિતિ વધારે અસહ્ય બને જેમ હમણા લપોડશંખ જેવા આગેવાનોને હાથે બના છે. દેશસેવાનું કાર્ય તો એવી સામ દામ દંડ ભેદની પદ્ધતિ એ મહાભારત રામાયણ ઇત્યાદિ ઐતિહાસિક ગ્રંથ તથા ઇતર દેશોની સ્વતંત્રતાના ઇતિહાસને એટલે રાજનીતિને અનુસરી તને પૂર્વે દર્શાવેલ આગેવાનોના લક્ષણ અને ફરજ મુજબ સુયોગ્ય આગેવાનોની આગેવાની હેઠળ કરવું કે જેથી પ્રજાની પ્રગતિજ થાય પરંતુ પાછળ હઠી સોસવું તો નજ પડે. પ્રજાને સ્વાધીનતાનું ખરૂં સુખ તો ત્યારેજ મળી શકે કે જયારે સ્વદેશને, સ્વજાતિને, અને સ્વધર્મને શ્રીરામચંદ્રજી યુધિષ્ઠિર કે પ્રતાપ શિવાજી જેવો ધર્મનિષ્ઠ રાજા મળે પરંતુ જ્યાં સુધી તેવા સંજોગ ઉપસ્થિત ન

થાય ત્યાં સુધી કેનેડાદિ સંસ્થાનોની માફક પ્રજાની ઈચ્છાનુકૂળ પ્રજાના ચૂંટેલા પ્રતિનિધિઓ પ્રજાના લાભ માટે કારભાર ચલાવે એવું સ્વરાજ્ય પ્રાપ્ત કરવા માટે નીચેના ઉપાયોનું અવલંબન કરવું જોઇએ:—

મ્યુનિસિપાલિટી, ડિસ્ટ્રીકટ બોર્ડ, લોકલ બોર્ડ અને પ્રાંતિક તથા વડી ધારાસભામાં ઉપર જણાવ્યા તેવા એકનિષ્ઠ રાજનીતિજ્ઞ નિર્ભય અને ધર્મજ્ઞ પ્રતિનિધિઓ ચૂંટી મોકલવા કે જેઓ પ્રજાના લાભના ઠરાવો લાવે, જૂલ્મી કાયદા રદ કરાવી, કરો એકદમ ઘટાડવા તજવીજ કરે; પરંતુ જો નોકરશાહી લોકમતને આધીન થઇ ઠરાવો ન સ્વીકારે તો આખા દેશમાં એક સાથે સરકારી કાયદાકાનુન તોડવાની તથા તમામ કરો અપાતા બંધ કરવાની ચળવળ શરૂ કરાવી લોકોને કુસ્તી તથા યુદ્ધની તાલીમ આપવા માટે ઠામ ઠામ અખાડા ખોલવા અને હથિયારની છૂટ મેળવી હથિયાર વસાવવા. પરદેશથી આવતો તમામ માલ બોયકોટ કરી સ્વદેશી ઉદ્યોગ ખીલવવા તથા વાપરવાનું વ્રત લેવું. દેશના તમામ મોટા મોટા શહેરોમાં ઋષિકુળો ખોલી બાળકોને બ્રહ્મચર્ય પળાવી ધર્મજ્ઞાન સાથે આયુર્વેદ રસાયણ વિદ્યા ઇંજીનીયરીંગ વગેરે શિખવવા સાથ વર્ણાશ્રમ ધર્મ આગ્રહપૂર્વક પળાવવો કારણ કે તેના પાલનમાં સ્વરાજ્ય બહુ સરળતાથી તુરત હસ્તગત કરી શકાય એવી શ્રેષ્ટ ખુબી રહેલી છે એટલે કે બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર પોતપોતાના ધર્મ કર્મ યથાર્થ રીતે સમજી તે પ્રમાણે વર્તવા મથે તો સ્વરાજ્ય કે સ્વતંત્રતા પ્રાપ્ત કરવામાં જરાય વિલંબ ન લાગે. બ્રાહ્મણ વેદ સ્મૃતિ પુરાણાદિ શાસ્ત્ર ભણી લોકોને ધર્મજ્ઞાન સાથે કર્તવ્યનો ઉપદેશ આપે, ક્ષત્રિય યુદ્ધકળામાં નિપુણ બની

રણસંગ્રામમાં પ્રજાના રક્ષણાર્થે ઝુઝે, વૈશ્ય વેપાર ખેતીવાડી તથા ગૌરક્ષણનું કાર્ય સંભાળે અને શુદ્ર ઉક્ત ત્રણ વર્ણની સેવા સાથે કારીગરી–સુતાર લુહાર કડીયા વગેરેનો ધંધો કરે તો પ્રજાના દુઃખ માત્રનો નાશ થાય તેમ છે. ગાય ભેંસ તથા બળદનો વધ સદંતર અટકાવી પરદેશ ચડવા દેવા નહિ. ચોખા ઘઉં વગેરે અનાજ તથા રૂ ઉન અને કરીઆણાની ચીજો બીલકુલ દેશ બહાર જવા દેવી નહિ. દેશમાં ઠામ ઠામ સંમેલનો તથા સભાઓ ભરી, ઉપદેશ અને દૈનિક પત્રો દ્વારા લખાણો કરી જેમ દેશમાં લોકમત કેળવવાની જરૂર છે તેમ ઇંગ્લંડ ફ્રાન્સ ઇટાલી જરમની અમેરિકા જાપાનાદિ વિદેશમાં પણ બુદ્ધિમાન્ પ્રતિનિધિઓ મોકલી ત્યાંનો લોકમત કેળવી તેઓની પણ સહાય સહાનુભૂતિ–મૈત્રી પ્રાપ્ત કરી લેવાની ખાસ જરૂર છે. આ રીતે દેશ સેવાના કાર્યોનો આરંભ કરીશું તો અવશ્ય બહુ થોડા વખતમાં સ્વરાજ્ય મેળવી શકીશું. સ્વરાજ્ય કે સ્વતંત્રતા વિના દેશની પ્રજાને સુખશાંતિ સંપત્તિ કદિ પણ મળવા સંભવ નથી અને ધર્મ કે જાતિનું રક્ષણ પણ થવાનું નથી તેમ જાતિ અને ધર્મને તિલાંજલી આપી સ્વચ્છંદે વર્તી, પ્રયત્ન કરવાથી પણ કદાપિ સ્વરાજ્ય મેળવી શકાશે નહિ અર્થાત્ દેશની સ્વાધીનતા કે રક્ષણમાં જાતિ તથા ધર્મનું રક્ષણ છે અને જાતિ તથા ધર્મના રક્ષણમાં દેશનું રક્ષણ છે માટે ઉભયનું ગૌરવ સાચવીને ઉદ્યોગ કરવો ઘટે. કહેવાતા દેશભક્તોએ જાતિ તથા ધર્મના હિતનો ભોગ આપી, અહિંસા ખાદી અંત્યજ સ્પર્શ તથા રેંટીઆની લોક વિનાશી પ્રવૃત્તિને પ્રાધાન્યપદ આપ્યું અને એ આગેવાનોના કહેવા પ્રમાણે લોકોએ કરોડો રૂપિયા આપી પ્રાણ સુદ્ધાં અર્પવાની તત્પરતા બતાવી છતાં વારંવાર

લોકોને દગો દઇ તેઓ રણક્ષેત્રમાંથી છટકી ગયા તેથી સ્વરાજયને બદલે સત્યાનાશ વળ્યું છે પણ જો ઉપરના ક્રમે પાછી પ્રવૃત્તિ શરૂ કરવામાં આવે તો જરૂર સ્વરાજય હસ્તગત કરી શકાશે. પુત્ર ! તું તને સમજાવેલી ઐતિહાસિક રીતિનું અવલંબન કરી દેશસેવાનું કાર્ય કરી કૃતકૃત્ય થજે.

## અખંડ શાન્તિ અને નિત્ય સુખ.

**પુત્ર**—પૂજય પિતાજી ! આપે મનુષ્ય ધર્મના વિવિધ અંગો વિસ્તારથી સમજાવી મને આદર્શ મનુષ્ય બનાવ્યો છે. હવે માત્ર મને એકજ વાત જાણવાની જીજ્ઞાસા છે કે અખંડ શાન્તિ અને નિત્ય સુખ શી રીતે મનુષ્ય પ્રાપ્ત કરી શકે ! તે કૃપા કરી સમજાવો.

**પિતા**—પુત્ર ! મનુષ્ય ધર્મની જે જે બાબતો-વર્ણાશ્રમ ધર્મ દિનચર્યા વિદ્યાભ્યાસ પિતા પુત્રના ધર્મ ગૃહસ્થાશ્રમ પરોપકાર સદાચાર જ્ઞાતિસેવા તથા દેશસેવા વગેરે તને સમજાવી છે તે તે પ્રમાણે મનુષ્ય જો વર્તવા માંડે તો થોડા કાળમાં તેના અંતઃકરણની શુદ્ધિ થશે, અને એ શુદ્ધ થયેલા અંતઃકરણમાં ભગવાનની અનન્ય ભક્તિથી આત્મ સાક્ષાત્કાર-પ્રભુ દર્શન થશે. જે મનુષ્ય પ્રભુ દર્શન કરવાને ભાગ્યશાળી થાય છે, જે મનુષ્ય આત્માને ઓળખી શકે છે તેજ જીવન મુક્ત થાય છે ને તેનેજ અખંડ શાન્તિ તથા નિત્ય સુખની પ્રાપ્તિ થાય છે. એવા આત્મ સાક્ષાત્કારવાળા મનુષ્યને પછી કદિ જન્મ મરણનું દુઃખ અનુભવવું પડતું નથી, તેના સર્વ પાપ પુણ્ય વિનાશ પામી

ભવબંધન છૂટી જાય છે. જીવનમુક્ત પુરૂષ વૈકુંઠ કે ગોલોકમાં શ્રીવાસુદેવ ભગવાનના ચરણારવિંદમાં લય થઈ જઇ, શ્રીહરિની માફક અખંડ શાન્તિ તથા નિત્ય સુખ ભોગવે છે.

સંસારજ જો કે પરમ દુઃખદાયી છે, ડગલે અને પગલે મનુષ્યને અશાન્તિ અને દુઃખનો અનુભવ થયાજ કરે છે. પુણ્યના યોગે યદિ કોઈ મનુષ્યને સ્ત્રી પુત્ર ધન કીર્તિ આરોગ્ય સત્તાનું સુખ મળ્યું હોય છે તો તે પણ કાયમ ટકનાર નથી એ નિશ્ચિત્ માનવું. એજ સ્ત્રી પુત્ર આરોગ્ય સંપત્તિ સત્તાદિનું સુખ બીજીજ પળે દુઃખમાં પલટાઈ મનુષ્યનું જીવન-સંસાર અકારો કરી મૂકે છે. નિત્ય સુખ અને શાન્તિ તો પરબ્રહ્મ પરમાત્મા શ્રીકૃષ્ણ ભગવાનના ધામમાં છે; પરંતુ અનેક જન્મની વાસનાને લીધે મનુષ્ય એક સામટો સંસારની જાળ છોડી મોક્ષ માટે ઉદ્યોગ કરી શકતો નથી અને કદાચિત્ કોઇ કરે છે તો તે છેવટ પર્યંત દઢ રહી શકતો નથી માટે લોકોના કલ્યાણ સારૂ એજ પરમ કૃપાળુ જગદીશ્વરે વર્ણ-આશ્રમના ધર્મ કર્મ નિર્માણ કરી તેને નિષ્કામ બુદ્ધિએ કરવાની આજ્ઞા કરી છે. નિષ્કામ બુદ્ધિથી કર્મ કરતા ક્યાંય બંધન પણ થતું નથી ને કર્મ કરતા કરતા વાસના રહિત થયે મનુષ્યનું અંતઃકરણ પ્રભુને બિરાજવા જેવું-તત્ત્વજ્ઞાન પામવા જેવું શુદ્ધ થાય છે ને તે શુદ્ધ થયેલા હૃદયમાં તત્ત્વજ્ઞાનથી કિંવા પ્રભુની અનન્ય ભક્તિથી આત્મજ્ઞાન ઉત્પન્ન થાય છે. આત્મજ્ઞાન વિના મનુષ્યના આત્માને ક્યાંય સુખ કે શાન્તિ વળવાની નથી. ધર્મ કર્મનો ત્યાગ કરી ભલે તે સ્વચ્છંદી પણે વર્તી જન્મ મરણની ઘટમાળમાં ભટક્યા કરે પરંતુ હજારો જન્મના અંતે પણ જીવને મોક્ષ મેળવ્યા વિના છૂટકો થતો નથી

તો પછી અત્યારે ઈશ્વરના અનુગ્રહથી સરસ તક મળી છે તેનો લાભ શા માટે ન લેવો ? અર્થાત્ મનુષ્યે તમામ નકામી પ્રવૃત્તિ–કુવિચાર છોડી દઇ તને જણાવ્યા પ્રમાણે નિષ્કામ બુદ્ધિથી વર્ણાશ્રમના ધર્મ કર્મનું પાલન કરી, હૃદયને શુદ્ધ કરી, પ્રભુ ભક્તિથી આત્મ સાક્ષાત્કારનો પરમ લાભ પામી અખંડ શાન્તિ અને નિત્ય સુખ મેળવવા યત્ન કરવો જોઇએ. પુત્ર ! મારો હવે તને છેવટનો એજ ઉપદેશ, આજ્ઞા અને આશીર્વાદ છે કે તું મનુષ્ય ધર્મના વિધવિધ અંગોનું યથાવિધિ પરિપાલન કરતો થકો વાસનારહિત નિર્મળ અંતઃકરણનો થઇ પ્રભુ ભક્તિથી મોક્ષ ધામના અવિનાશી સુખનો ભાગી થા.

પુત્ર—તીર્થ સ્વરૂપ પૂજ્ય પિતાજી ! હું આપના ચરણમાં સાષ્ટાંગ દંડવત્ કરૂં છું. પિતા તરીકે આપે મને જન્મ આપી, લાલન પાલન કરી, વિદ્યા ભણાવી ઉપકૃત તો કર્યોજ હતો; પરંતુ તે સાથે ગુરૂ તરીકે પણ આપે મને મનુષ્યના ધર્મ કર્મનો બોધ કરી કૃતાર્થ કર્યો છે એથી હું આપનેજ મારા સાચા ગુરૂ માનું છું. યોગેશ્વર શ્રી શુકદેવજીએ સાત દિવસ સુધી શ્રીમદ્ ભાગવતનો ઉપદેશ મહાનુભાવ પરિક્ષીત રાજાને કરી જીવનમુક્ત કર્યો હતો તેમ આપ તીર્થરૂપે પણ સાત દિવસ પર્યંત મને પરમ તત્ત્વનો ઉપદેશ કરી તાર્યો છે તે માટે આપનો અનહદ ઋણી છું. એ ઋણમાંથી હજારો જન્મ સુધી સર્વસ્વના ભોગે સેવા કરૂં તો પણ છૂટી શકું તેમ નથી. સદ્ગુરૂના અભાવે આપના જેવા પિતા પોતાના પુત્રને મનુષ્ય ધર્મનો આ રીતે ઉપદેશ કરે તોપણ ભારતવર્ષનું શ્રેય થાય–હિંદુઓ આલોક પરલોકના સુખભાગી થાય. આપના સદુપદેશ પ્રમાણે હું જાતે

તો પ્રાણાંતે પણ વર્તીશ પણ સમાગમમાં આવનારા હરેકને સમજાવી વર્તવા આગ્રહ કરીશ. હવે હું આપની કૃપાથી કૃતાર્થ છું, મારા હૃદયમાં અદ્વિતીય આનંદ અનુભવું છું, મારી સર્વ ભ્રાંતિ ટળી ગઇ છે ને જે જાણવાનું હતું તે સત્ય વસ્તુ-મનુષ્ય ધર્મ યથાર્થ જાણ્યો છે. આપને પુનઃ મારા સાષ્ટાંગ દંડવત હો.

## ઉપસંહાર.

આમાં મનુષ્ય ધર્મને લગતા જે જે વિષય પ્રતિપાદન કરવામાં આવ્યા છે તે તે એટલા તો સ્પષ્ટ રીતે પ્રમાણ પુરઃસર કરવામાં આવ્યા છે કે હવે ઉપસંહાર લખવાની કશી આવશ્યક્તા રહેતી નથી; તથાપિ ગ્રંથની સમાપ્તિમાં ઉપસંહાર લખવાની શિષ્ટાજનોએ જે પ્રણાલિકા રાખી છે તેને માન આપી બે શબ્દ લખું છું.

જ્ઞાન ઉપદેશનો એવો નિયમ છે કે તે વાંચ્યા કિંવા શ્રવણ કર્યા પછી શ્રોતાએ તેપર એકાંતમાં સારી પેઠે મનન કરવું-વિચાર કરવો જોઇએ ને મનન કર્યા બાદ પોતાના જીવનને લગતું જે કાંઇ ઉપયોગી તત્ત્વ તેમાં ભાસે તે ગ્રહણ કરી તે પ્રમાણે વર્તવા નિશ્ચય કરવો જોઇએ અર્થાત્ નિદિધ્યાસન કરવું ઘટે. આજકાલ લોકો વાંચે સાંભળે તો ઘણું છે પણ જે વાંચે સાંભળે છે તે ત્યાંજ પડતું મૂકીને આવે છે. પોતાના જળકમળ કે કાળમીંઢ જેવા હૃદયમાં તેનો સ્પર્શ થવા દેતા નથી તેથી પરિશ્રમ વૃથા જાય છે. મનરંજન કરવાની કે એવી બીજી કોઈ સામાન્ય બાબતમાં લોકો ઉપેક્ષા દર્શાવે તો નુકશાન નથી પરંતુ જે બાબત

અત્યંત ગંભીર અને પ્રાણ સટોસટની હોય, જેનાપર જન્મ મરણ સુખ દુઃખ ચઢતી પડતી સ્વાધીનતા પરાધીનતાનો આધાર હોય તે વિશે તો બીલકુલ બેદરકારી બતાવવી ન ઘટે, અને જો બતાવાય તો આત્મઘાતજ કર્યો ગણાય. એવા અતિ અગત્યના પ્રશ્નમાં તો મનુષ્યે ખુબ સાવધાન ચિત્તે પોતાનું હિત સંભાળવા તત્પર થવું જોઇએ.

પ્રસ્તુત પુસ્તકમાં અમે કોઇ મનોરંજનનો વિષય ચર્ચ્યો નથી; પરંતુ એક હિંદુ, જગત્માં મનુષ્ય તરીકે અવતરી, મનુષ્ય તરીકે રહી, મનુષ્ય કહેવરાવી, મનુષ્ય તરીકે જન્મ ધરવાનું સાર્થક કરી લે એવો મનુષ્ય ધર્મનો પરમોપયોગી વિષય શાસ્ત્ર ઇતિહાસ અનુભવ તથા જગતના બંધારણને અનુલક્ષી ચર્ચ્યો છે. હિંદુઓ યદિ પોતાના દેહની અમૂલ્યતા માનતા હોય, સુખ સંપત્તિ સ્વતંત્રતા આરોગ્યાદિ ઇચ્છી માનભર જીંદગી ગુજારવા માગતા હોય તો તેઓએ આ પુસ્તક ધ્યાન દઇ વાંચવું વિચારવું ને બને તેટલું તેમાંથી ગ્રહણ કરી વર્તનમાં મૂકવું. માત્ર પોતાની જાતનેજ માટે તત્ત્વ ગ્રહણ કરવું એટલુંજ નહિ પણ બીજા હજારો અને લાખો ભાઇઓ બેનો તથા બાળકોને પણ સાર સમજાવી કર્તવ્ય સમજાવવું. જો આટલું થશે તો ધારેલો હેતુ પાર પડવા સાથે તમારો અને લેખકનો શ્રમ સફળ થશે. હરિઃ ૐ તત્ સત્.



## પ્રાતઃ સ્મરણ.

પ્રાતઃ સ્મરામિ હૃદિ સંસ્ફુર દાત્મ તત્ત્વં સચ્ચિત્ સુખં પરમહંસગતિ તુરીયમ્, । યત્ સ્વપ્નજાગર સુષુપ્તમવૈતિ નિત્યં તદ્ બ્રહ્મ નિષ્કલ મહં ન ચ ભૂત સંઘ ।। પ્રાતર્ભજામિ મનસો વચસામગમ્યં વાચો વિભાન્તિ નિખિલા યદનુગ્રહેણ, । યન્નેતિ નેતિ વચનૈ ર્નિગમા અવોચુ સ્તં દેવદેવ મજમચ્યુત માહુ રગ્ર્યમ્ ।। પ્રાતર્નમામિ તમસઃ પરમર્ક વર્ણં પૂર્ણં સનાતન પદં પુરુષોત્તમાખ્યમ્ । યસ્મિન્નિદં જગદ શેષ મશેષ મૂર્તૌ રજ્જ્વાં ભુજંગમ ઇવ પ્રતિ ભાસિતં વૈ ।। સમુદ્રવસને દેવિ પર્વતસ્તન મણ્ડલે વિષ્ણુ પત્નિ નમસ્તુ ભ્યં પાદ સ્પર્શં ક્ષમસ્વ મે ।। યા કુન્દેન્દુ તુષાર હાર ધવલા યા શુભ્રવસ્ત્રાવૃતા । યા વીણાવર દણ્ડમણ્ડિત કરા યા શ્વેત પદ્માસના યા બ્રહ્માચ્યુત શંકર પ્રભૃતિ ભિર્દેવૈઃ સદા વન્દિતા, સામાં પાતુ સરસ્વતી ભગવતી નિઃશેષ જાડયા પહા.

## સ્તુતિ.

વક્રતુણ્ડ મહાકાય સૂર્ય કોટિ સમ પ્રભ,
નિર્વિઘ્નં કુરૂ મે દેવ શુભ કાર્યેષુ સર્વદા.
ગુરૂ બ્રહ્મા ગુરૂ વિષ્ણુ ગુરૂ દેવો મહેશ્વર;
ગુરૂ સાક્ષાત પરબ્રહ્મ તસ્મૈ શ્રી ગુરવે નમઃ.
શાન્તાકારં ભુજગશયન પદ્મનાભં સુરેશં,
વિશ્વાધારં ગગનસદૃશં મેઘવર્ણં શુભાંગમ્;
લક્ષ્મીકાન્તં કમલનયનં યોગિભિર્ધ્યાન ગમ્યમ્,
વન્દે વિષ્ણું ભવભયહરં સર્વ લોકૈક નાથમ્.

કરચરણકૃતં વાક્કાયજં કર્મજં વા,
શ્રવણ નયનજં વા માનસં વા પરાધમ્.
વિહિતમવિહિતં વા સર્વ મેતત્ ક્ષમસ્વ,
જય જય કરુણાબ્ધે શ્રી મહાદેવ શમ્ભો.

## ચતુઃશ્લોકી.

સર્વદા સર્વભાવેન ભજનીયો વ્રજાધિપઃ
સ્વસ્યાવ ધર્મો હિ નાન્યઃ ક્વાપિ કદાચન
એવં સદા સ્મ કર્તવ્યં સ્વયમેવ કરિષ્યતિ
પ્રભુઃ સવ સમર્થો હિ તતો નિશ્ચિન્તતાં વ્રજેત્
યદિ શ્રી ગોકુલાધીશો ધૃતઃ સર્વાત્મના હૃદિ
તતઃ મિમપરં બ્રૂહિ લૌકિકૈ ર્વૈદિકૈરપિ
અતઃ સર્વાત્મનો શશ્વદ્ ગોકુલેશ્વર પાદયોઃ
સ્મરણં ભજનં ચાપિ ન ત્યાજ્ય મિતિ મે મતિઃ

## પુરૂષોત્તમ યોગ.

ઉર્ધ્વ મૂલ મધઃ શાખ મશ્વત્થં પ્રાહુરવ્યયમ્
છંદાસિ યસ્ય પર્ણાનિ યસ્તં વેદ સ વેદવિત્
અધશ્ચોર્ધ્વં પ્રસૃતાસ્તસ્ય શાખા ગુણ પ્રવૃદ્ધા વિષય પ્રવાલા
અધશ્ચ મૂલાન્યનુ સંતતાનિ કર્માનુ બંધીનિ મનુષ્ય લોકે
ન રૂપમસ્યેહ તથો પલભ્યતે નાંતો ન ચાદિર્ન ચ સંપ્રતિષ્ઠા
અશ્વત્થમેનં સુવિરૂઢ મૂલ મસંગશસ્ત્રેણ દઢેન છિત્વા
તતઃ પદં તત્પરિ માર્ગિ તવ્યં યસ્મિન્ગતા ન નિવર્તંતિ ભૂયઃ
તમેવ ચાદ્યં પુરૂષં પ્રપદ્યે યતઃ પ્રવૃત્તિ પ્રસૃતા પુરાણી

નિર્માનમોહા જિત સંગ દોષા અધ્યાત્મ નિત્યા વિનિવૃત્ત કામાઃ
દ્વંદ્વૈ વિમુક્તાઃ સુખ દુઃખ સંજ્ઞૈ ગંચ્છંત્ય મૂઢા પદમવ્યયં તત્
ન તદ્ભાસયતે સૂર્યો નશશાંકો ન પાવકઃ
યદ્ગત્વા ન નિવર્તંતે તદ્ધામ પરમં મમ
મમૈવાંશો જીવલોકે જીવભૂતઃ સનાતનઃ
મનઃ ષષ્ઠાનીંદ્રિયાણિ પ્રકૃતિ સ્થાનિ કર્ષંતિ
શરીરં યદવાપ્નોતિ યચ્ચા પ્યુત્ક્રામતીશ્વર
ગૃહિત્વૈતાનિ સંયાતિ વાયુ ગંધા નિવાશયાત્
શ્રોત્રં ચક્ષુઃ સ્પર્શનં ચ રસનં ઘ્રાણમેવ ચ
અધિષ્ઠાય મનશ્ચાયં વિષયાનુપ સેવતે
ઉત્ક્રામંતં સ્થિતં વાપિ ભૂંજાનં વા ગુણાન્વિતમ્
વિમૂઢા નાનુ પશ્યંતિ પશ્યંતિ જ્ઞાન ચક્ષુષઃ
યતંતો યોગિન શ્ચૈનં પશ્યંત્યાત્મન્યવસ્થિતમ્
યતંતોપ્ય કૃતાત્માનો નૈનં પશ્યંત્ય ચેતસઃ
યદા દિત્ય ગતં તેજો જગદ્ ભાસયતે ખિલમ્
યચ્ચંદ્રમસિ યચ્ચાગ્નૌ તત્તેજો વિદ્ધિ મામકમ્
ગામા વિશ્ય ચ ભૂતાનિ ધારયામ્ય હમો જસા
પુષ્ણામિ ચૌષધીઃ સર્વાઃ સોમો ભૂત્વા રસાત્મકઃ
અહં વૈશ્વાનરો ભૂત્વા પ્રાણિનાં દેહમાશ્રિતઃ
પ્રાણા પાન સમાયૂક્તઃ પચામ્યન્નં ચતુર્વિધમ્
સર્વસ્ય ચાહં હૃદિસંનિવિષ્ટો મત્તઃ સ્મૃતિ ર્જ્ઞાન મપોહંન ચ
વેદૈશ્ચ સર્વૈ રહમેવ વેદ્યો વેદાંત કૃદ્દેદ વિદેવ ચાહમ્
દ્વાવિમૌ પુરૂષૌ લોકે ક્ષર શ્ચાક્ષર એવચ
ક્ષરઃ સર્વાણિ ભૂતાનિ કૂટસ્થો ક્ષર ઉચ્યતે

ઉત્તમઃ પુરૂષસ્ત્વન્યઃ પરમાત્મેત્યુદાહૃદઃ
યો લોમત્રયમા વિશ્ય બિભર્ત્યં વ્યય ઇશ્વરઃ
યસ્માત્ક્ષરમતીતોહ મક્ષરાદપિ ચોત્તમ
અતોસ્મિ લોકે વેદે ચ પ્રથિતઃ પુરૂષોત્તમઃ
યો મામેવ મસંમૂઢો જાનાતિ પુરૂષોત્તમમ્
સ સર્વં વિદ્ભજતિમાં સર્વં ભાવેન ભારત
ઇતિ ગુહ્યતમં શાસ્ત્રે મિદમુક્તં મયાનઘ
એતદ્ બુધ્ધ્વા બુદ્ધિ માન્સ્યાત્કૃતકૃત્યં શ્ચ ભારત.

## ચર્પટ પંજરી.

દિનમપિ રજની સાયં પ્રાતઃ શિશિરવસન્તો પુનરાયાતઃ
કાલઃક્રીડતિ ગચ્છત્યાયુસ્તદપિ ન મુંચત્યાશા વાયુઃ
ભજ ગોવિન્દં ભજ ગોવિન્દં ભજ ગોવિન્દં મૂઢ મતે.
પ્રાપ્તે સન્નિહિતે મરણે નહિ નહિ રક્ષતિ ડુકૃત્કરણે,
અગ્રે વન્હિ પૃષ્ઠે ભાનૂ રાત્રૌ ચુબુક સમર્પિત જાનુઃ
કરતલ ભિક્ષા તરૂતલ વાસસ્તદપિ ન મુંચત્યાશા પાશઃ ભજ.
યાવદ્વિત્તો પાર્જનસક્તસ્તાવન્નિજપરિવારો રક્તઃ
પશ્ચાદ્ધાવતિ જજરદેહે વાર્તાં પૃચ્છતિ કોપિ ન ગેહે. ભજ.
જટિલો મુણ્ડી લુંચિતકેશઃ કાષાયામ્બર બહુકૃત વેષઃ
પશ્યન્નપિ ચ ન પશ્યતિ મૂઢ ઉદરનિમિત્તં બહુકૃત વેષઃ ભજ.
ભગવદ્ગીતા કિંચિદધીતા ગંગાજલ લવકણિકા પીતા
સકૃદપિ યસ્ય મુરારિસમર્ચા તસ્ય યમઃ કિં કુરૂતે ચર્ચામ્ ભજ.
અંગં ગલિતં પલિતં મુણ્ડં દશન વિહીનં જાતં તુણ્ડમ્
વૃદ્ધો યાતિ ગૃહીત્વા દણ્ડં તદપિ ન મુંચત્યાશાપિંડમ્ ભજ.

બાલસ્તાવત્ક્રીડા સક્તસ્તરુણસ્તાવત્તરુણી રક્તઃ
વૃદ્ધસ્તાવચ્ચિન્તા મગ્નઃ પરે બ્રહ્મણિ કોપિ ન લગ્નઃ ભજ.
પુનરપિ જનનં પુનરપિ મરણં પુનરપિ જનની જઠરે શયનમ્
ઇહ સંસારે ભવ દુસ્તારે કૃપયાપારે પાહિ મુરારે ભજ.
પુનરપિ રજની પુનરપિ દિવસઃ પુનરપિ પક્ષઃ પુનરપિ માસઃ
પુનરપ્યયનં પુનરપિ વર્ષં તદપિ ન મુચત્યાશા મર્ષમ્ ભજ.
વયસિ ગતે કઃ કામ વિકારઃ શુષ્કે નીરે કઃ કાસારઃ
નષ્ટે દ્રવ્યે કઃ પરિવારો જ્ઞાતે તત્ત્વે કઃ સંસાર ભજ.

નારીસ્તનભર નાભિ નિવેશં મિથ્યા માયા મોહાવેશમ્
એતન્માંસ વસાદિ વિકારં મનસિ વિચારય વારંવારમ્ ભજ.
કસ્ત્વં કોહં કૃત આયાતઃ કામે જનની કોમે તાતઃ
ઇતિ પરિભાવય સર્વમસારં વિશ્વં ત્યક્ત્વા સ્વપ્ન વિચારમ્
ગેયં ગીતા નામ સહસ્રં ધ્યેયં શ્રીપતિરૂપ મજસ્રમ્
નેયં સજ્જનસંગે ચિત્તં દેયં દીનજનાય ચ વિત્તમ્ ભજ.
યાવજ્જીવો નિવસતિ દેહે કુશલં તાવત્પૃચ્છતિ ગેહે
ગતવતિ વાયૌ દેહાપાયે ભાર્યા બિભ્યતિ તસ્મિન્કાયે ભજ.
સુખતઃ ક્રિયતે રામા ભોગઃ પશ્ચાદ્ધન્ત શરીરે રોગઃ
યદ્યપિ લોકે મરણં શરણં તદપિ ન મુંચતિ પાપાચરણમ્ ભજ.
રથ્યા ચર્પટ વિરચિત કન્થઃ પુણ્યા પુણ્ય વિવર્જિત પન્થઃ
નાહં નત્વં નાયં લોકસ્તદપિ કિમર્થં ક્રિયતે શોકઃ ભજ.
કુરુતે ગંગા સાગરગમનં વ્રત પરિપાલન મથવા દાનમ્
જ્ઞાન વિહીને સર્વ મનેન મુક્તિર્ન ભવતિ જન્મશતેન ભજ.

## સબ દિન હોત ન એક સમાન.

સબ દિન હોત ન એક સમાન.
ઇક દિન રાજા હરિશ્ચંદ્ર ગૃહ સંપતિ મેરૂ સમાન,
ઈક દિન જાય શ્વપચ ગૃહ સેવત અંબર હરત મસાન.
ઇક દિન દૂલહ બનત બરાતી ચહું દિશિ ગડત નિશાન,
ઇક દિન ડેરા હોત જંગલ મેં કર સૂધે પગ તાન.
ઇક દિન સીતા રૂદન કરત હૈ મહા વિપિન ઉદ્યાન,
ઇક દિન રામચન્દ્ર મિલ દોઉ વિચરત પુષ્પ વિમાન.
ઇક દિન રાજા રાજ યુધિષ્ઠિર અનુચર શ્રીભગવાન,
ઇક દિન દ્રૌપદી નગ્ન હોત હૈ ચીર દુઃશાસન તાન.
પ્રગટત હૈ પૂરવ કી કરની ત્યજ મન સોચ અજાન,
સૂરદાસ ગુણ કહં લગ બરનો વિધિ કે અંક પ્રમાન.

---

## અબ કી ટેક હમારી.

અબ કી ટેક હમારી લાજ રાખો ગિરધારી,
જેસી લાજ રાખી અર્જુન કી ભારત યુદ્ધ મંઝારી.
સારથિ હોકે રથકો હાંકી ચક્ર સુદર્શન ધારી,
ભક્તન કી ટેક ન ટારી.
જૈસી લાજ રાખી દ્રૌપદી કી હોને ન દીની ઉઘારી,
ખેંચત ખેંચત દો ભુજ થાકી દુઃશાસન પચ હારી
ચીર બઢાયો મુરારી.
સૂરદાસ કી લાજ રાખો અબ કો હૈ રખવારી,
રાધે રાધે શ્રીવર પ્યારી શ્રીવૃષભાન-દુલારી,
શરણ તક આયો તુમ્હારી.



## કાહે ન મંગલ ગાવે !

કાહે ન મંગલ ગાવે યશોદા મયા કાહે ન મંગલ ગાવે !
પૂરણ બ્રહ્મ સકલ અવિનાશી, સો તેરી ધેનુ ચરાવે— યશોદા૦
કોટિ કોટિ કે બ્રહ્માંડ ભર્તા, જપ તપ ધ્યાને ન આવે;
ન જાનુ યહ કોન પુન્ય હય, જશોમતી ગોદ ખેલાવે— યશોદા૦
શિવ સનકાદિક આદિ બ્રહ્માદિક નિગમ નેતિ યશ ગાવે;
શેષ સહસ્ર મુખ રટત નિરંતર, સો જાકો પાર ન પાવે—યશોદા૦
સુંદર બદન કમલ દલ લોચન, ગોધેનુ કે સંગ આવે;
માતા યશોદા કરત આરતી, કબીરા દરશન પાવે.— યશોદા૦

## કાહે શોચ કરે નર મનમેં !

કાહે શોચ કરે નર મનમેં, કર્મ લીખા સોઈ હોવત પ્યારે:
હોવન હાર મિટે નહિં કબહું, કોટિ જતન કર કર સબ હારે–કાહે.
હરિચંદ નલરાય યુધિષ્ઠિર, રાજય છોડ બનબાસ સિધારે–કાહે.
અપની કરણી નિશ્ચય ભરણી દુશ્મન મિત્ર ન કોઇ તુમારે–કાહે.
બ્રહ્માનંદ સુમર જગદીશ્વર સબ દુઃખ સંકટ દૂર નિવારે–કાહે૦

## જય જય જગદીશ ઇશ.

જય જય જગદીશ ઇશ, શરણ મેં તુમારી—ટેક૦
બ્રહ્મા વેદ વચન રટત, શંભુ સદા ધ્યાન ધરત;
સુરનર મુનિ ગાન કરત, મહિમા અતિ ભારી— જય જય.
સ્વર્ગ ભૂ પાતાલ લોક, ચંદ્ર સૂર્ય યથા યોગ;
નાના વિધિ પાન ભોગ, રચિયા નર નારી— જય જય૦

માયા તુમરી દુરંત આહે, મોહે સબ જીવ જંત;
જતન કરત સાધુ સંત, ઉતરે કોઈ પારી— જય જય૦
તુમરી જો શરણ આય, જનમ મરણ છૂટ જાય;
બ્રહ્માનંદ ધામ પાય નિર્મલ સુખકારી— જય જય૦

## પરમ પ્રેમ પરબ્રહ્મ.

પરમ પ્રેમ પરબ્રહ્મ —પરમ૦
માત પ્રેમ તાત પ્રેમ પુત્ર પ્રેમ પુત્રી પ્રેમ;
દમ્પતિના દેવ પ્રેમ પ્રેમ છે સંસાર સાર—પરમ૦
દયા પ્રેમ દાન પ્રેમ ભક્તિ પ્રેમ જ્ઞાન પ્રેમ;
યોગ પ્રેમ મોક્ષ પ્રેમ પ્રેમ તે સંન્યસ્તાધાર—પરમ૦
સ્થૂલ પ્રેમ સૂક્ષ્મ પ્રેમ વિશ્વ કેરો મંત્ર પ્રેમ;
સૃષ્ટિનો સુવાસ પ્રેમ પ્રેમ તેજ કેરો પાર—પરમ૦
આત્મનો વિકાસ પ્રેમ જીવન પ્રકાશ પ્રેમ;
પ્રેમ પ્રેમ સર્વ પ્રેમ પ્રેમનો આ પારાવાર—પરમ૦

## દીનાનાથ દયાળ નટવર.

દીનાનાથ દયાળ નટવર, હાથ મારો મૂકશોમા;
હાથ મારો મૂકશો મા, હાથ મારો મૂકશો મા. દીનાનાથ.
આ મહા ભવસાગરે, ભગવાન હું ભૂલો પડયો છું:
ચૌદ લોક નિવાસ ચપલાકાન્ત, આ તક ચૂકશો મા. દીનાનાથ.
નાથ ઇશ્વર આપનો સાધન વિષે સમજું નહિ હું;
પ્રાણ પાલક પોત જોઈ શંખ આખર ફૂંકશો મા. દીનાનાથ.

માત તાત સગા સહોદર જે કહું તે આપ મારે;
હે કૃપામૃતના સરોવર દાસ સારૂ સૂકશો મા. દીનાનાથ.
શરણ કેશવલાલનું છે, ચરણ હે હરિરાજ તારૂં;
અખિલ નાયક આ સમે, ખોટે મસે પણ ખૂટશો મા. દીનાનાથ.

---

## પ્રેમ-ભક્તિ.

જે કોઇ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે. ધ્રુવ.
સિંહણ કેરૂં દૂધ હોય તે સિંહણ સુતને જરે;
કનક પાત્ર પાખે સહુ ધાતુ ફોડીને નીસરે. જે કોઈ.
સકર ખોરનું સાકર જીવન ખરના પ્રાણજ હરે;
ક્ષાર સિંધુનું માછલડું જયમ મીઠા જલમાં મરે. જે કોઇ.
સોમવેલી રસપાન શુદ્ધ જે બ્રાહ્મણ હોય તે કરે;
વગરવંશીને વમન કરાવે વેદવાણી ઉચરે.
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે તદપિ અર્થ ના સરે;
મત્સ્ય ભોગી બગલો મુક્તાફળ દેખી ચંચુ ના ભરે. જે કોઇ
એમ કોટિ સાધને પ્રેમ વિન પુરૂષોત્તમ પૂંઠ ન ફરે;
દયા પ્રીતમ શ્રીગોવરધનધર પ્રેમ ભક્તિ એ વરે. જે કોઈ.

---

## બે દિનના મેમાન.

અમે તો આજ તમારા બે દિનના મેમાન;
સફલ કરો આ સહજ સમાગમ સુખનું એજ નિદાન. અમે.
આવ્યા જેમ જશું તે રીતે સર્વે એમ સમાન;
પાછા કોઇ દિને નહિ મળીએ કયાં કરશો સન્માન. અમે.

સાચવજો સૌ સંબંધ પરસ્પર ધર્મે રાખી ધ્યાન;
સપી સદ્ગુણ લેજો દેજો દૂર કરી અભિમાન. અમે.
લેશ નથી અમને અંતરમાં માન અને અપમાન;
હોય કશી કડવાશ અમારી તો પ્રિય કરજો પાન. અમે.
કેશવ હરિએ કરૂણા કીધી ન ભમો ભૂલી ભાન;
તત્ત્વે તાન રહે છે તેને થાય ન જરીએ જાન. અમે.

## મારો હંસલો.

જૂનું તો થયું રે દેવળ જૂનું તો થયું;
મારો હંસલો નાનો ને દેવળ જૂનું તો થયું.
આરે કાય રે હંસા ડોલવાને લાગીરે;
પડી ગયા દાંત માંહેલી રેખું તો રહ્યું. મારો.
તારે ને મારે હંસા પ્રીત બંધાણી રે;
ઉડી ગયો હંસ પાંજર પડી તો રહ્યું. મારો.
બાઇ મીરા કહે છે પ્રભુ ગિરિધરના ગુણ;
પ્રેમનો પ્યાલો તમને પાઇને પિઉં. મારો.

## સત્પુરૂષનું લક્ષણ.

રાત રહે જ્યારે પાછલી ખટ ઘડી, સાધુ પુરૂષને સૂઇ ન રહેવું;
નિદ્રાને પરહરી સમરવા શ્રી હરિ, એક તું એક તું એમ કહેવું. ટેક.
જોગિયા હોય તેણે જોગ સંભાળવા, ભોગિયા હોય તેણે ભોગ તજવા;
વેદિયા હોય તેણે વેદ વિચારવા, વૈષ્ણવ હોય તેણે કૃષ્ણ ભજવા. રાત.
સુકવિ હોય તેણે સદ્ગ્રંથ બાંધવા, દાતાર હોય તેણે દાન કરવું;
પતિવ્રતા નારિયે કંથને પૂછવું, કંથ કહે તે તો ચિત્ત ધરવું. રાત.
આપણે આપણા ધર્મ સંભાળવા, કર્મનો મર્મ લેવો વિચારી;
નરસૈના સ્વામિને સ્નેહથી સમરતા, ફરી નવ અવતરે નર ને નારી. રાત.

## ધન્ય કોને !

ધન્ય જેણે હરિ ગુણ ગાયા, સંસારમાં ધન્ય જેણે હરિગુણ ગાયા. ટેક.
બધા સંસારમાં તે નર જીત્યો, બાકી સહુ જાણે વ્હવાયા. સં.
જમના ઝપેટાથી નવ ચેત્યા, ધૂળ મળ્યું ડહાપણ ડાહ્યા. સં.
હાથી ઘોડા સુખ પાળે બેશે શું થયું, શું થયું મેળવી ઘણી માયા. સં.
કંઠ સાહી તુંને કહાડશે પલકમાં, દૂર રહેશે સગા વીત જાયા. સં.
દયા જપો નિત્ય નામ નંદકુંવરનું સફળ થશે ત્હારી કાયા. સં.

## શ્રીકૃષ્ણ લીલા.

ક્ર કૃષ્ણ કૈસી હોરી તેંને મચાઇ અચરજ લીખીયો ન જાઇ,
અસત સત કર દીખલાઇ રે કૃષ્ણ કૈસી હોરી તેંને મચાઇ.
એક સમય શ્રીકૃષ્ણ કે મનમેં હોરી ખેલનકી આઇ,
એકસે હોરી મચે નહિ કબહુ યાતે કરૂં બહુતાઇ,
યહ પ્રભુને ઠહરાઇ રે કૃષ્ણ કૈસી હોરી તેંને મચાઇ.
પાંચ ભૂતકી ધાતુ મીલાકર અંડ પીચકારી બનાઇ,
ચૌદ ભુવન રંગ ભીતર ભરકર નાના રૂપ ધરાઇ,
પ્રકટ ભયે કૃષ્ણ કનૈયા રે કૃષ્ણ કૈસી હોરી તેંને મચાઇ.
પાંચ વિષયકી ગુલાલ બનાકર બીચ બ્રહ્માંડ ઉડાઇ,
જીસ જીસ નૈન ગુલાલ પડી ઉસકી શુદ્ધ બુદ્ધ વિસરાઇ,
નહિ સુઝત અપનાઇ ને કૃષ્ણ કૈસી હોરી તેંને મચાઇ.
વેદ અંત અંજનકી શીલાખા જીસને નૈનમેં પાઇ,
તિસકાહી ઠીક તમ નાશ્યો સૂઝ પડી અપનાઇ,
હોરી કછુ બની ન બનાઇ રે કૃષ્ણ કૈસી હોરી તેંને મચાઇ

# સાંગાણીકૃત પુસ્તકો વિષે વિદ્વાનોના અભિપ્રાયો.

૧

સાતમી સાહિત્ય પરિષદના પ્રમુખ રા. બ. શ્રીયુત કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી લખે છે કે—"પુસ્તકની સંજ્ઞાપરથી એમાં સૃષ્ટિના તત્ત્વામૃતનો આસ્વાદ હશે એમ કોઇને પણ સહજ લાગે. પુસ્તક વાંચે ત્યારે તેને સમજાય કે એમાં તો તમે તમારા પ્રવાસનું અમૃત આપ્યું છે. મેં તમારૂં પુસ્તક રસપૂર્વક વાંચ્યું છે. તમારા ધાર્મિક ને સામાજિક વિચારો તમે નીડરતાથી દર્શાવ્યા છે તે જોઇ મને આનંદ થયો છે. વિચાર ને વાણી સુસંગતછે, એ બહુ ખુશીની વાત છે. મોટા, પ્રતિષ્ઠિત પુરૂષોની બાબતમાં વિરોધ દર્શાવવો પડે ત્યાં મર્યાદાપૂર્વક તેમ કરવાની આવશ્યક્તા છે એવું મારૂં નમ્ર મત છે."

૨

મુંબઇનું સુપ્રસિદ્ધ "ગુજરાતી" પત્ર જણાવે છે કેઃ—"મી. સાંગાણીના અંતરમાં જગતનું પ્રતિબિંબ કેવું પડેલું છે તે જાણવાની ઇચ્છા રાખનારે આ પુસ્તક વાંચવા જેવું છે. લેખક દેશાભિમાની છે એટલે ગાંધીજી કે અરવિંદ ઘોષ જેવા લોકમાન્ય અને લોક પ્રસિદ્ધ પુરૂષોના સંબંધમાં લેખકને પોતાને જે સત્ય લાગ્યું છે તે જણાવતા ડર્યા નથી. લેખક યુરોપ, અમેરિકા, ચીન જાપાનની તેમજ હિંદના ચારે ખુણામાં યાત્રા કરી આવેલા છે, તેમજ હિંદમાં ફરતાં ફરતાં જાહેર પુરૂષોનો સમાગમ કરી આવેલા છે અને તે પછી પોતાનો મત દર્શાવ્યો છે."

૩

**ડૉ૦ કાલિદાસ મોતીરામ દ્વિવેદી રાજકોટથી લખે છે કે–** "અત્યારના કલિયુગના સમયમાં વર્ણાશ્રમ ધર્મને ઉખેડનાર અને હિંદુ પ્રજાને ધર્મ ઉપરથી અશ્રદ્ધાળુ બનાવનાર પાખંડીઓને ઉઘાડા પાડનારૂં આ પુસ્તક ખરેખર લાભદાયક અને દરેક હિંદુ પ્રજાને વાંચવા લાયક છે. "તત્વામૃત" બહાર પાડવામાં આપે જે હિંમત, નિડરતા અને સ્વધર્મ પ્રત્યે પ્રીતિ દર્શાવી છે તથા હિંદુ પ્રજાની આપે જે સેવા બજાવી છે તેને માટે હું આપને ધન્યવાદ આપું છું."

૪

**શ્રીયુત મણિલાલ કેશવલાલ નાણાવટી બી. એ. એલ એલ; બી.** જુનાગઢથી લખે છે કેઃ—"આ આપનું "તત્વામૃત" હું અથથી ઇતિ ધ્યાનપૂર્વક વાંચી ગયો છું તે પરથી આપનું મનોબલ, વર્ણનાત્મક શક્તિ, બારીક અવલોકન કરવાની ટેવ, રસજ્ઞતા, સત્યપ્રદર્શનમાં નિર્ભયતા, ચુસ્ત ધાર્મિક વૃત્તિ, ઉત્સાહ, કર્તવ્ય પરાયણતા અને સહનશીલતા આદિ અનેક ગુણોનું મને દિગ્દર્શન થયું છે. આ પુસ્તક ભિન્ન ભિન્ન પ્રસંગોની, સ્થળોની, મનુષ્ય સ્વભાવની, વ્યક્તિઓની માહિતીથી ભરપૂર છે અને અનેક રીતે લોકોપયોગી છે."

૫

**"સ્વધર્મ જાગૃતિ" ના સંપાદક શ્રીયુત કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા બી. એ.** જણાવે છે કેઃ—"આ ગ્રંથ તત્વજ્ઞાનનો નથી, પરંતુ પંદર વર્ષ દરમ્યાન લેખકે પૃથ્વિપટ ઉપર કરેલા વિવિધ અનુભવોના દોહનરૂપ છે. શ્રીયુત સાંગાણી એક

ચુસ્ત સનાતની છે અને પોતાની ભાવનાને ખંડિત થવા દીધા વિના અનેક આપત્તિઓમાંથી તથા કસોટીઓમાંથી પસાર થયા છે. લંડન પારિસ વગેરે ધનાઢય અને રમણીય મહાનગરો; કાશી શ્રીનગર વગેરે પ્રસિદ્ધ યાત્રાના સ્થળો; ગાંધીજી અરવિંદ ઘોષ વગેરે લોકનેતાઓ; વડોદરા કળાભુવન, શાન્તિ નિકેતન વગેરે સંસ્થાઓ એ સર્વ શ્રીયુત સાંગાણીની રસમય પ્રવાહી ચેતન શૈલીથી સજીવ હોય એમ આપણી આંખ આગળ હાલતા ચાલતા માલુમ પડે છે. શ્રીયુત સાંગાણી ગુજરાતની એક વીર વ્યક્તિ છે, અને મોટા મનાતા પુરૂષોની ઝાટકણી કરતાં એઓ ડરતા નથી. પુસ્તકનું વાતાવરણ આદિથી અંત સુધી પવિત્ર છે અને તેના રસ પ્રવાહમાં વાંચનાર ઘસડાઈ જાય છે. શ્રી સાંગાણીનું આ પુસ્તક એકંદર બહુ લોકપ્રિય અને લોકહિતકર થઇ પડે એવું છે. સાક્ષરવર શ્રીયુત નર્મદાશંકરભાઇએ એ પુસ્તકનો વિદ્વત્તા ભરેલો અને મનનીય ઉપોદ્‌ઘાત લખી તેની ઉપયોગિતામાં વધારો કર્યો છે."

૬

ભાવનગર શ્રી સનાતન ધર્મ પ્રવર્તક મંડળના મંત્રી શ્રીયુત ચુનીલાલ છોટમલાલ બોહરા લખે છે કેઃ—"વિવિધ પ્રકારની ઉત્તમોત્તમ વાસનાને લીધે દેશદેશાંતરોમાં પર્યટન કરી જે જે અનુભવજન્ય જ્ઞાન તમોએ સંપાદન કર્યું છે, તે તે અનુભવાત્મક જ્ઞાનના યથાર્થ તત્ત્વનું તમોએ આ તમારા 'તત્ત્વામૃત" નામની પુસ્તક પ્રસિદ્ધિથી તથા તેના અતિ વિસ્તારપૂર્વક પ્રચારથી સમસ્ત ભારતવાસી પ્રજાને જે અમૂલ્ય પ્રદાન કર્યું છે, તે નિમિત્તે સમગ્ર પ્રજા તમારી અત્યંત ઋણી તેમજ ઉપકૃત થયેલ છે, એ વાત નિઃસંશય છે."

७

રાણપુરથી શ્રીયુત પ્રાણશંકર ઘનશ્યામ દવે લખે છે કે-"આપે વી. પી. થી મોકલાવેલ "તત્ત્વામૃત" તથા નારાયણ નીતિ, હિંદુ તીર્થયાત્રા વર્ણન, નેપાલનો પ્રવાસ અને હિમાલયની યાત્રા મળી પાંચે પુસ્તકો મળ્યા, વાંચી મનન કરતા બહુજ આનંદ થયો. આપનો પ્રયાસ ઘણોજ સ્તુત્ય છે. આપનો શ્રમ તથા વખતનો વ્યય તદ્દન સફળ થયો છે એમજ હું તો માનું છું. જેમ સનાતન ધર્મરૂપી પ્રખર સૂર્યની સામા ઉનાળાના વાદળા અસ્ત વ્યસ્ત થઇ વિખેરાઇ છે, તેમ "તત્ત્વામૃત" ની બાબતમાં પણ દંભીયોના-રે ખુદ હિંદુઓ તરફથી પણ હુમલાઓ ચારે તરફથી થઇ રહ્યા છે ત્યારે સનાતન ધર્મરૂપી કામધેનુના રક્ષણના સુપ્રયત્નો ઘણાજ આવકારદાયક છે. સોના ઉપર ઢાળ હોઇ શકે નહિ તેમ "તત્ત્વામૃત"ના અધિક વખાણ કરી શકાય તેમ નથી. તેનું મૂલ્ય તો સ્વાર્થસાધુઓના હતાશ થઇ જવામાંજ આંકી શકાય તેમ છે. તેની બીજી આવૃત્તિ જોઇ હું રાજી થઇશ અને જ્યારે તત્ત્વામૃતનો બીજો ભાગ બહાર પડે ત્યારે એક કોપી મને વી. પી. થી મોકલવા કૃપા કરશોજી."

૮

શ્રીયુત હીરાલાલ ડાહ્યાભાઇ નાણાવટી, સોલીસીટર લખે છે કે:—"તમારૂં "તત્ત્વામૃત" નામનું પુસ્તક વાંચ્યું. તમોએ નાની ઉમરમાં દુનિયાના મોટા મોટા ભાગોમાં પ્રવાસ કર્યો છે અને તે પણ એક ચુસ્ત સનાતનીના આચાર વિચારનું અતિક્રમણ કર્યા વિના કર્યો છે એ જાણીને અત્યંત આનંદ થાય છે. જે જે દેશમાં તમે મુસાફરી કરી આવ્યા છો તે તે

દેશની આંતરિક ઘટનાનો અનુભવ પ્રજા આગળ રજુ કરીને જૈન સમાજના મોટા ભાગને વ્યામોહમાંથી બચાવવાનું કાર્ય કરી તેમના ઉપર ઉપકાર કર્યો છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી."

૯

પોરબંદરના માજી દિવાન શ્રીયુત નરભેશંકર જીવણરામ લખે છે કેઃ—" આપનું "તત્ત્વામૃત" પુસ્તક મેં આદિથી અંત સુધી વાંચી જોયું છે. તે પુસ્તક આપના શ્રેય અને પ્રેય પ્રાપ્તિના વર્ણાશ્રમ ધર્મ જાળવી રાખી કરેલા પ્રયાસોના યથાસ્થિત અનુભવનું જ્ઞાન આપી શિક્ષણ સાથે ગમ્મત આપે તેવી સરળ સુંદર અને રમુજી ભાષામાં લખાએલું છે. મને તો એ પુસ્તક બહુ ચિત્તાકર્ષક માલુમ પડયું છે."

૧૦

અમદાવાદનું "ગુજરાતી પંચ" જણાવે છે કે—"શુદ્ધ ભાવથી આ ગ્રંથ વાંચનારને વ્યવહારની ઝીણવટ તથા મનુષ્ય પોતાના ધર્મના અભિમાન સાથે ટેકાવાળું જીવન કેવી રીતે ગાળી શકે છે તે સરળતાથી સમજાશે."

૧૧

વેરાવળથી શાસ્ત્રી ચીમનલાલ હરિશંકર લખે છે કે— "આપનું " તત્ત્વામૃત " મળ્યું. પુસ્તક ઘણું જ સારૂં છે. વિવિધ અનુભવાભિલાષી જરૂર આ ગ્રંથથી તૃપ્ત થાય."

૧૨

મોરબીના દિવાન સાહેબ શ્રીયુત રણછોડદાસ વૃન્દાવનદાસ પટવારી, બી. એ. એલ એલ; બી. લખે છે કેઃ— "આપે લખેલા પાંચ પુસ્તકઃ હિમાલયની યાત્રા, નારાયણ નીતિ; હિંદુ તીર્થયાત્રા વર્ણન તથા હિમાલય ઉન્નતિ ક્રમ પ્રદર્શક



નીતિ મને મોકલ્યા તેને માટે આભારી છું. સાહિત્યમાં રસ લેનારા સાક્ષરો સાહિત્ય ઘણું લખે છે પરંતુ તેમાં ધાર્મિક, ઔદ્યોગિક, ઐતિહાસિક અને નૈસર્ગિક તત્ત્વ બહુ ઓછું હોય છે. મને જણાવતાં અતિ હર્ષ ઉપજે છે કે જે ગુજરાતી ભાષાને ખોટ છે તે આપના પુસ્તકોથી ઘણે અંશે દૂર થશે. આપના પુસ્તકો ધર્મભાવનું પોષણ કરનારા ઉન્નતિની ખરી દિશામાં જવાની પ્રજાને પ્રવૃત્તિ કરાવનારા અને સરળ હોઇ આપનો પ્રયાસ ઘણો સ્તુત્ય અને આદરને પાત્ર છે. આવા ગ્રંથોનો પ્રચાર થવાથી જનસમાજના જીવનમાં સુધારો થશે એ નિઃશક છે. પ્રભુ તંદુરસ્તી સાથે દીર્ઘાયુષ્ય અર્પી આવાજ બીજા ગ્રંથો પ્રસિદ્ધ કરવા આપને પ્રવૃત્ત કરો એમ ઇચ્છું છું."

૧૩

અમદાવાદના ડે. કલેક્ટર શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા, બી. એ. લખે છે કેઃ—આપના તરફથી "નારાયણ ગ્રંથમાળા"ના પાંચ પુષ્પોઃ હિમાલયની યાત્રા, આત્મોત્કર્ષ, નારાયણનીતિ, નેપાલનો પ્રવાસ તથા હિન્દુ તીર્થયાત્રા વર્ણન મને મળ્યા છે. તે પુષ્પોના દલોનું હું અવલોકન કરી ગયો છું. આ પુષ્પોમાં હિંદુ ધર્મના સનાતન સુંદર સત્યોની સુવાસ આવે છે. હું ધારૂં છું કે હિન્દુ બાળકોને આ પુષ્પોની માળા કંઠાભરણરૂપે આપવા લાયક છે. 'નેપાલનો પ્રવાસ' એ લેખ મને વધારે આકર્ષક જણાયો છે, કારણ કે તેમાં કેવળ હિન્દુ ધર્મવાળા રાજાના રાજ્યતંત્રમાં ત્રૈવર્ણિક વ્યવસ્થા કેવી જીવંત છે તેની છાયા સારી રીતે આપવામાં આવી છે. તે સાથે ત્યાંના લોકોનો આચાર, શાસન પદ્ધતિ, રાજા (પાંચ સરકાર) અને પ્રધાન (તીન સરકાર)

નો પરસ્પર સંબંધ, નેપાળ સરકારનો હિંદી સરકાર સાથેનો સંબંધ અને તેમાં જળવાયેલો નેપાલ સરકારનો મોભો ઇત્યાદિ પ્રસંગોનું ચિત્ર ગુજરાતી પ્રજા આગળ આપે પ્રસાદવાળી ભાષામાં ઘણું સારૂં ચિતર્યું છે. તે સાથે ત્યાંની શાસન પદ્ધતિની કેટલીક ખામીઓ, તીન સરકારની હાલની ઇંગ્રેજી નકલી અનુકરણ કરવાની રીત, એક પત્નીવ્રતનો અભાવ, રખાત સ્ત્રીઓનો રીવાજ, કેળવણીનો જુજ પ્રચાર વગેરે દોષો જણાવવામાં આપે ઉત્તમ વિવેચક મતિ અને તુલના શક્તિનું વાંચકને ભાન કરાવ્યું છે. આશા છે કે આ માલાના નવા પુષ્પો ક્રમશઃગ્રથિત થઈ પ્રજાને પરિમલથી મોહિત કરશે."

૧૪

જામનગરના સર ન્યાયાધીશ શ્રીયુત ઇચ્છાશંકર જયશંકર લખે છે કેઃ—"આપના તરફથી "તત્વામૃત"નું પુસ્તક અથથી તે ઇતિ સુધી વાંચ્યું તેથી હેતુને પરિણામ સહિત ચાલુ જમાનાની ભિન્ન ભિન્ન પ્રવૃત્તિઓનો આપને જે જાત અનુભવ થયો તેનું આબેહુબ દિગદર્શન થાય છે. સમગ્ર પુસ્તકના સારનો સમાવેશ તેજ પુસ્તક પૃષ્ટ ૩૧૧ ના છેવટના શબ્દોમાં સૂત્રરૂપે થાય છે તે શબ્દો નીચે પ્રમાણે છેઃ–"કોઈ કોઇનો તારક કે ઉદ્ધારક નથી. લોકોએ કોઇ એક વિશિષ્ટ વ્યક્તિપર મોહ રાખી પરવશ ન બનતાં આત્મા અને ઇશ્વર પ્રત્યે શ્રદ્ધા રાખી દેશકાળ પરિસ્થિતિને લક્ષમાં લઈ ધર્મ તથા ઇતિહાસને અવલંબી ચાલવામાંજ વાસ્તવિક શ્રેય સમાયેલું છે."

૧૫

શ્રીયુત પોપટલાલ ગોવિંદજી સાંગાણી કોચાનથી લખે છે કેઃ—"આપના તરફથી "તત્વામૃત" નું પુસ્તક મળ્યું, તે આભાર સાથે સ્વીકાર્યું છે. પુસ્તકનું પૂઠું [illegible] અને ફોટાઓ

આકર્ષક છે. આખા સાદી પણ સચોટ અને પુસ્તક હાથમાં લીધા પછી મૂકવાનું મન થતું નથી. તમારામાં રહેલો સાહસિક અને નિડરતાનો ગુણ પણ પાને પાને તરવરી રહેલ છે. ૧૮–૧૯ વરસ જેટલી નાની ઉમરમાં કાશ્મીર, બર્મા, જપાન, ઇંગ્લંડ, ઇટાલી વગેરે ફરતા દેશોનું પરિક્રમણ પ્રશંસાપાત્ર છે. સાધન રહિત દશામાં એકાએક આવી લાંબી મુસાફરી ખેડવી એ ભારે હિંમત અને મનની દૃઢતા વિના થઇ શકે નહિ. જાતીય પર્યટન સાથે દેશોદેશના રીતરિવાજની સમાલોચના પણ વાંચવા લાયક છે. ટુંક મુદતમાં પુસ્તકની તેરસો નકલનો ઉઠાવ થઇ ગયો એ તેની લોકપ્રિયતા બતાવે છે. આ પુસ્તકનો જનસમાજ છુટથી લાભ લે તેમ ઇચ્છું છું.”

૧૬

દેવગઢ બારીઆના દિવાન સાહેબ શ્રીયુત મોતીલાલ લલ્લુભાઈ, એમ. એ. એલએલ; બી. લખે છે કેઃ—“આપનું “તત્ત્વામૃત” નામનું પુસ્તક મળ્યું છે તે માટે આપનો ઉપકાર માનું છું. આપના વિશાળ અને તલસ્પર્શી ધ્યાન જનસમાજને ઉપયોગી થયા રહેજ નહિ. પરમાત્મા આપની તે સત્ પ્રવૃત્તિ ચાલુ રખાવો.”

૧૭

“પ્રાતઃકાલ” ના અધિપતિ શ્રીયુત જગન્નાથ પ્રભાશંકર પંડિત જણાવે છે કેઃ–આ પુસ્તકમાં લેખકને બરમા, સીંગાપોર, જાપાન, ચીન, માર્સેલ્સ, લંડન, પારિસ, ઇટાલી વગેરે પરદેશમાં તથા આ દેશના કાશ્મીર, બિરાર, પોંડીચેરી, હરદ્વાર વગેરે સ્થાનમાં થએલો જાતિય અનુભવ ઉત્તમ પ્રકારે લખવામાં આવ્યો છે. આ દેશ પરદેશના સ્થાનમાં જોવા જાણવા જેવી શી શી બાબતો છે તે જણાવવા ઉપરાંત તેમણે બીજી આપણી પ્રજાને

જાણવા જેવી ઘણી બાબતો જણાવેલી છે. હિંદમાં પણ ગાંધીજી સાથેનો પોતાનો પરિચય તથા અરવિંદ ઘોષના સંબંધમાં થએલો પોતાનો અનુભવ જણાવેલો છે. તેમાં કેટલાક પુરૂષોના ચિત્રો પણ આપેલા છે. ભાષા રસવાળી અને સાદી છે. પુસ્તક વાંચતાં રસ પડે તેવું લખાયું છે. લેખકે કોઇનો પણ ખોટો ભય નહિ ધરતાં જે સત્ય અનુભવ હોય તે આ પુસ્તકમાં જણાવેલો છે. લેખક સાહસિક અને ધૈર્યશીલ તથા સ્વદેશની ઉન્નતિને અત્યંત ચાહનાર તથા દેશના સાચા અને ચિરસ્થાયી કલ્યાણને ઇચ્છનારા છે. આ પુસ્તક પ્રત્યેક મનુષ્યે વાંચવા જેવું છે.”

૧૮

શ્રીયુત મગનલાલ દલપતરામ ખખ્ખર, જે. પી. લખે છે કેઃ—“ રા. રા. નારણજી પુરૂષોત્તમ સાંગાણીએ ભારતભૂમિપર દેશાટન કરી આંગલ ભૌમ ઇત્યાદિ પ્રદેશનું પર્યટન કર્યું છે, તે દરમ્યાન પોતાને મળેલા અનુભવના સારરૂપ આ “ તત્વામૃત ” નામક ગ્રંથ તેમણે પ્રકટ કર્યો છે. મી. સાંગાણીની આ કૃતિમાં સંસારિક, ધાર્મિક આર્થિક અને વ્યવહારિક વિષયો ઉપરાંત કેટલાક રાજયકીય વિષયોનો પણ સમાવેશ થઈ જાય છે, અને તે સર્વનું પોતે શુદ્ધ અંતઃકરણથી પક્ષપાત વિના તાદૃશ્ય ચિત્ર દર્શાવ્યું છે. દેશસેવા માટે જીવન ગાળનાર પ્રાતઃસ્મરણીય વ્યક્તિની જેમ તેમણે યથાર્થ પ્રશંસા કરી છે, તેમ જે વ્યક્તિ મહાન્ નેતા તરીકે દેશને શ્રેયસ્કર નથી નીવડી તેના ગુણ દોષનું પણ યથાર્થ વર્ણન શુદ્ધ ભાવનાથી લખ્યું છે. મી. સાંગાણીની લેખિની શુષ્ક નથી, તેમ તેની વાર્તાના વૃતાંત પણ શુષ્ક નથી. એકંદરે પુસ્તક મનનીય અને રસિક છે. ”

# ગ્રંથકર્તાનાં અન્ય પુસ્તકો.

---

| | | | |
|---|---|---|---|
| તત્ત્વામૃત ભાગ ૧ લો. | ... ... | કિંમત રૂ. | ૨—૮—૦ |
| સનાતન ધર્મ અને ગાંધીજી (આવૃત્તિ બીજી) | ,, | રૂ. | ૦—૮—૦ |
| હિમાલય ઉન્નતિ પથ પ્રદર્શક નીતિ | ... ,, | રૂ. | ૦—૧૨—૦ |
| નેપાલનો પ્રવાસ | ... ... ... ,, | રૂ. | ૦—૪—૦ |
| હિમાલયની યાત્રા (આવૃત્તિ ત્રીજી) | .. ,, | રૂ. | ૦—૪—૦ |
| નારાયણ નીતિ | ,, ... ,, | રૂ. | ૦—૪—૦ |
| આત્મોત્કર્ષ (આવૃત્તિ બીજી) | ... ,, | રૂ. | ૧—૪—૦ |
| હિન્દુ તીર્થયાત્રા વર્ણન (આવૃત્તિ બીજી),.. | ,, | રૂ. | ૦—૬—૦ |
| મનુષ્ય ધર્મ... | ... ... ... ,, | રૂ. | ૦—૮—૦ |
| હિન્દુ કર્તવ્ય... | ... .. ... ,, | રૂ. | ૦—૮—૦ |
| માનસરોવરની યાત્રા ... | ... ... ,, | રૂ. | ૦—૮—૦ |
| તત્ત્વામૃત ભાગ ૨ જો (છપાય છે) | ... ,, | રૂ. | ૨—૦—૦ |

પુસ્તકો મળવાનું ઠેકાણું:—

**નારણજી પુરૂષોત્તમ સાંગાણી.**

[illegible] બીલ્ડીંગ–ત્રીજી [illegible]–મુંબઈ.